# નખરાળી નંદુ

## અને

# સાધુની ભરથાર.

## પ્રકરણ ૧ લું

" પ્રભુ સાધુનો બેલી છે. "

જગતના નાતો ત્યાગે તજે મા, બાપને વ્હાલા,
તજે ભ્રાતા સહોદર કો કુટુંબી કે સગાવહાલા;
તજે રાજા અને પાળક રહે ના તેહથી કોઇ,
રહે જ્યારે જગત બાહર મમત્વે શું રહ્યા મોહી.

ઓ... પ્રભુ! ઓ... ભગવાન! આ ભુખ્યા બાળક પર દયાલાવી કંઇક આપો! ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.

મુંબઇ શહેરમાં આવેલ ભુલેશ્વર લતાના ત્રીજા ભોઇ વાડામાં, આવેલી હવેલીના દર્શન કરવા આવતા જતાં મનુષ્યની મેદની વચ્ચે, એક ભિક્ષુક તરૂણી આમતેમ ફરી કરગરતી, ઉક્ત આર્તનાદ કહાડી રહી હતી.

ઓ... ..પ્ર...ભુ ! ઓ......ભગવાન. કોઇ દયા કરી. આ અપંગ. બાળકને કંઇ આપો ! પ્રભુ તમારું કલ્યાણ કરશે આ તેની દીનતાભરી યાચના જ હતી. વચ્ચે વચ્ચે ગોદમાનું બાળક રડતું હતું.

દર્શન થયાં ? દર્શન ખુલ્યાં ? જાઓ, દોડો, જલદી પગ ઉપાડો નહીં તો રહી જશો. દર્શન થાય છે ! જે, જે, ર[illegible] ! જલદી જાઓ ! ઈત્યાદી બુમો આગમન પ્રતિગમન કરતા લોકોમાં પડી રહી હતી.

[illegible]રનો બોડવાડો. એટલે ગરદીની તો સીમા જ શાની ? એક તરફથી દર્શન કરવા જતાં લોકોની ભીડ અને બીજી તરફ મોટરો, ઘોડાગાડીઓ ઇત્યાદીની ભીડ પણ સખત હતી. અને તે સાથે વર્તમાનપત્રો વહેંચનારા ફેરીઆઓ નો પણ સાગમટો ઘણો હતો. અને પોલ સખપોલ ચાલુ જમાનો, એઘડીમોજ, [illegible] વગેરે પત્રો. વહેંચી રહ્યા હતા આથી કેટલાક ધર્મ ચુસ્ત વૈષ્ણવો ઉક્ત ફેરીઆઓ પ્રત્યે કોઇ લડતા તો, કોઈ ઝઘડતા તો કોઇ વસ્ત્રાંત્રીએ મોઢું મરડી દોડતા તો કોઈ વર્ણશ્રમ વાંકે હાથે [illegible] કરવી [illegible] વાળી પોલ અને સખપોલ કોટના અંદરના ખીશામાં છુપાવી દેતા. જોઇ જનાર પ્રત્યે જરા [illegible] કરી, આંખમીંચા. મચકો કરી દર્શન કરવા ચાલ્યા જતા હતા.

મોટરોના હોર્ન નો ભોં ભોં નો બસુરો અવાજ તથા સાથે ગાડીવાળાઓ પણ ઓ ભાઈ ! ઓ ગાંધી મહારાજ ! ઓ શેઠ ! ઓ [illegible] ! ઓ પોરી ! ઓ અલેલટપ્પુ ! ઓ ફેરીઆ ! ઓ પોલ ! હટજાઓ ! રસ્તા છોડો ! ચલને દો ! લગ જાયગા ! વગેરેના પોકારો પાડી રહ્યા હતા.

× × × × ×

અલી. લલીતા ! દર્શન કર્યાં ? હાશ. જેઠાણી નથી આવ્યાં. અલી પુષ્પા ! કાકાજી ક્યાં ગયાં ? રામા ! એ રામા ! કાકુલા હાથ દેવા !

ફુટે ગેલો! સંભાળ કરા! સાત મણ બંગાળીના વજનની એક રૂપ્ટ પુષ્ટ લલનાએ છોકરીને ટાપલો મારી પુછ્યું. કેમ તું કોને! વંજ વંજ લાગી!! દોઇ ઉતારી ગીનલે! રંગ ફેકરો ગુમાઈ ગીએ! ફેશનેબલ અપટુડેટ ડ્રેસમાં સજ્જ થયેલ એ મહીલાઓ હસ્તી હસ્તી આપસ આપસમા કહેતી હતી કે વેલાં માહારાજની દર્શન કરણ વઈ આય. ઇત્યાદી વાર્તાલાપ પણ તે સખત ગરદીમાં ચાલી રહયો હતો.

ભુલેશ્વરનો ત્રીજો ભોઇવાડો એટલે મુંબઇની શેઠાણીઓનું શીટ સ્થાન સ્ત્રીઓની સખત ગરદી. તો ત્યાં રાત અને દીવસ લાગીજ પડી છે. તેમાંએ બાલના ઝુલફાંની ટાપટીપ, અધ ઉઘાડા માથાવાળી આંખપર પેબલના ચશમાંઓ, તથા ફુગાવાના ફેશનેબલ તંગ પોલકાઓ અને આછા ઓઢણાંઓ જાણે વીસમી સદીની વેશ્યા ગમી મરોડ કરતી ભાવીક લલનાઓ આવતા જતા નવયુવાનોથી અધ આલીંગન લેતા દેતા ધકેકા મુકકાની બજાર ગરમા ગરમ બનાવી મુકી હતી.

આવા અલભ્ય વખતનો લાભ લઇ વિધર્મિઓ પણ જાહેર સુંદરીના મેળાવડાને જોઈ હરખતા: અને હાથથી અડપલાં કરી આત્માને રીઝવતા હતા.

"દેખ. મામુ! દેખ! ચાલી જાતી હય; વહ મુંઝે ઇશારા દેતી હય.! એટલામાંજ તેઓની બાજુમા નખરાં કરતી બે તરૂણીઓ પસાર થઇ. કેમ મામુ! શું ગાડી હાંકવી છોડી દીધી? એક નખરાબાજ નારીએ સ્મીત કરતાં પ્રશ્ન કર્યો.

" હાં બહ ખરશીવાલીકી હું મોટર ચલાવતા હું. મામુ નામના પરદેશી મુસલમાને અર્ધદગ્ધ ગુજરાતી ભાષામાં પ્રતિઉત્તર આપ્યો.

" કયોં ચંદ્રી ? આજકાલ મોટેર દુધ લેનેકો કયોં નહિ આતી ? બીજા મુસલમાન યુવાને બીજીને સંબોધી પ્રશ્ન કર્યો.

" આસ્તે બોલ બેવકુફ ! ચંદ્રીનો દીયર ઉભો છે સાંભળી જશે ? શશીકળાએ કહ્યું.

" કાં ચંદ્રી ? ગામવાડીમાં ચાલે છે ને ! વૃદ્ધ ડોસીએ ચંદ્રીની બાજુમાં જઇ પૂછ્યું.

બપોરે આવીશ. આજે મારે " હીં " કાંદીવલી જવાના છે. ચંદ્રીએ ડોશીને જવાબ આપો.

" ત્યારે તેડાવી રાખું ? પણ આ શશીને કેમ સાથે લાવતી નથી ? ડોશીએ કહ્યું.

" હા આવશે ? શામાટે ન આવે ? પણ તમેતો સમજો છો, કે આ મુંબઇ છે એટલે બસ. શશી તો હાલમાં પોતાના માળામાજ મુઝાએલ છે એટલે વળી કોઇ બીજી વખત વાત.

" ભુંડી ! કોક દીવસ યાદ તો કરતી જા, ડોસીએ શશીના ગાલપર હાથ ફેરવતાં કહ્યું.

ડોશીમાએ પોતાના કાર્યની પુર્ણતા કરી. છટકેલ છોકરીઓ ને છોડી આગળ ચાલતી થઇ.

કો ! કાકી બા ! દર્શન કર્યાં ? કપાળમાં ઉભા ચું. ચાંદલાવાળા અને પાઘડીને હાથથી ઠીક કરતાં, શાસ્ત્રી બાવાએ ડોશીમાને પુછ્યું.

" જય શ્રી કૃષ્ણ! જય શ્રી કૃષ્ણ! નો પ્રતિઉ-તર પણ તુર્ત મલ્યો.

" ગોકીબાઇ, હાલમાં નરનારાયણમાં કથા સાંભળવા કેમ નથી આવતાં ?

" જરા મુંઝવણમાં છે.

" શું છે ?

" તેની વિધવા દિકરી બેનાને મહીના રહયા છે.

" હેં! ત્યારે કાંઇ દવાદારૂના ઉપચાર કર્યા ?

" તેતો યાત્રાએ જશે, અને ત્યાં બધી સગવડ છે એમ વાલીબાઇ કહેતાં હતાં.

" ધીરે બોલો કાકી! પેલો પાગલનો માણસ સાંભળી જશે.

* * * * *

" ઓ...પ્રભુ! ઓ....ભગવાન! આ મારાં ભુખ્યાં બાળક પર દયા લાવી કોંઇ ખાવાનું આપો! ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે ફરી એક ભિક્ષુક તરૂણીનો અવાજ સભળાયો.

આથી શાસ્ત્રી બાવાની નજર તે તરફ વળી એટલે ડોશીમા ત્યાંથી ચાલતાં થયાં. શાસ્ત્રી બાવાની નજર એ તરૂણ ભીખારણ તરફ હતી. તેવામાં તો મોટરમાંથી ઉતરતાં મોટી ફાંદ વાળા વાણીઆ જેવા કૃષ્ણ દેખાતા શ્રીમંત શેઠ પાસે હાથ લંબાવતાં ફરી વાર ઉકત દયાજનક શબ્દોનો ઉચ્ચાર તે ભિક્ષુકાએ કર્યો પણ ત્યાંનો પઇસાના ગમંડમાં ગંધાતા એ મદોન્મત શેઠે ભીખારણને એક હાથે દુર કરી માફ કરો એમ કહી ચાલવા માંડયુ.

છતાં પણ ભીખારણ પોતાના સ્વાર્થને, ભુખ્યાં બાળકને ખાતર, કંઈ ન ગણકારતાં ફરી કહયું. શેઠ બાળક ભૂખ્યું છે! રોય છે દયા લાવી બાપુ! કાંઇ આપો પરમેશ્વર તમને બહુ પઇસો આપશે ભગવાન તમને પુત્ર પરિવાર આપશે. શેઠ એક પઇસો આપો. વિગેરે આર્તજનક શબ્દો ફરીથી કહ્યા. છતાં એ લક્ષ્મીપુત્રે કહ્યું, કાં જણ્યું? શાને જણ્યુ? કોણે કહયું હતુ કે તુ જણ્ જે? તેં જણ્યું તો શું અમારે માટે? ઇત્યાદી કઠોર વાકયો કહી ફરી વાર પણ હાથથી દુર કરી ચાલવા લાગ્યો.

"શેઠ જરા શરમ રાખો! બચ્ચાંતો પ્રભુની માયા છે. બાળકો કોને પ્રીય નથી! દીકરા તો દેવતાને પણ દુર્લભ છે. તમારા જેવા શેઠના મોઢામાં આ વાકયો ન શોભે ભીખારણે કાંઇક રોષ દાખવી વીવેકથી કહ્યું,

એવડો બધો ગુસ્સો લાગતો હોયતો જા જા કોઇનું ઘર માંડ એટલે ભીખ નહિ માગવી પડે. સાલીને ખાવા તો મળતું નથી પણ મીજાજ તો સત્તર ખાંડી છે. શેઠે ક્રોધમાં આવી જઇ કહ્યું.

એટલામાંજ બાજુમાં ઉભેલા છગનલાલ નામના સામાજીકે શેઠને સંબોધી કહયું શેઠ લાયકાત રાખો! શરમ રાખો! વિના કારણે લાગતા વચનો કહી, એ બાચારી ગરીબને શામાટે સતાવો છો? તમો તમારાથીજ વિચાર કરો કે લાખો દવાઓ અને ઉપચારો અને દોરા ધાગા કરાવતાં છતાં પણ તમારે ત્યાંતો એક પણ સતાન નથી છતાં આટલા બધા આગળ વધી જાવ છો એ ઠીક નથી. ઇશ્વર આપે ત્યારેજ બાળકો થાય છે. બચ્ચાં થવાં

એ કાંઇ રસ્તામાં નથી. તમારાં જેવા બોકંદ શેઠીયાઓના હરામથી પેદા કરેલાં નાણાં હરામમાંજ જાય પણ કંઇ પ્રભુ અર્થે આપી પરભવનુ ભાતુ કરો તો ઠીક છે. શેઠ ! ન આપવું હોય તો ના કહેવી પણ આવું અઘટીત બોલવું તમારા જેવાને માટે વ્યાજબી નથી.

છગનના આ વાક્યોથી શેઠ નીચુ ઘાલી મુંગે મોઢે ચાલતા થયા. એટલામાંતો માણસની ભીડને વીખેરતા હટો! હટો લગે ગા ! વગેરે શબ્દો બોલતા ચાર પાંચ પીળી ટોપી વાળા વ્રજવાસીઓ ધક્કા મારતા મારતા ત્યાં આવી પહોંચ્યા અને તેમની પાછળ ચા૨ ઘોડાની ફર્સ્ટ કલાસ લેન્ડોકાર આવતી જણાઇ. અંદરમાં પુષ્ટિપંથ ધર્મગુરૂ બેઠેલા હતા ગાડીની આસપાસ વૈશ્નવોની પણ સારી ભીડ હતી અને જે જે બાવાની બુમો પડી રહી હતી. અને વચ્ચે ભાવીક વૈશ્નવો ગાડીને પકડી ગોવરધન નાથકી જય ના પોકાર કરતા હતા અને દરેક વૈશ્નવો એ શબ્દને ઝીલી લેતા. પોકાર પાડી રહયા હતા, નેકી દારો ખમાં ગૌબ્રાહ્મણ, પ્રતિપાલ ગોંસાંઇ મહારાજને ઘણી ખ ..માં ! ઇત્યાદી નેકી પોકારી ખુલ્લી તલવાર વાળા બે ઘોડેશ્વારો માણસોની દરકાર કર્યા સિવાય આગળ ચાલવા લાગ્ય ઘોડાઓ લગાડી દેશે એમ ધારી, માણસો વચમાંથી રસ્તો કરી બાજુ પર જવા લાગ્યાં. જેમાં સમુદ્રની ભરતીની લ્હેર માફક માણસોની લહેર ચડવા લાગી. કેટલાક બચ્ચાંઓ કચરાયાં તો કેટલીક નવ યુવીકા ચોળાઇ ગઇ. તો કેટલીક કામનીઓ પુરૂષ વર્ગની કોણી નીચે કચરાવા લાગી અને અને કેટલીક મહીલાઓ સ્વેચ્છાપુર્વક પુરૂષોથી બાથંબાથ આવી

ગઇ. તો કોઇ શરમાળ સુંદરીઓ શરીરને સંકુચીત કરતી લચ-
કાતી મરડાતી અનેચ્છા પુર્વક, પણ પુરૂષ અને સ્ત્રીઓનાં સયુક્ત
ટોળામાં ઘુસવા લાગી એટલે દુકામાં માણસોપર માણસો ચઢી
આગમન કરતી મહારાજની ઘોડાગાડીને માર્ગ આપવા લાગ્યાં.

નિયત સ્થાન પર આ તાં ગાડી ઉભી રહી. અને અંદરથી
એક આધેડ અવસ્થાના એ ગોંસાઇજી ઉતર્યા અને સાથે તેમના
એ બટુકલાલજીઓ પણ હતા. જ્યારે એ વૃધ્ધાવ થાથી દોસ્તી
કરનારા મહારાજ ગંભીર ભાવ કરી આ ળ ચાલતાં હતાં ત્યારે
સાથેના બે યુવાન લાલજી નીચી દ્રષ્ટી રાખી ચાલતા હતા.

ઉચી જાતના સેન્ટ અને અ-તરોમાંથી બ્હેકતા લાંબા
અને ઘટાદાર મનમોહક ઝુટા વાળો- શોભામાં અભિ વૃદ્ધિ
કરતા હતા. કાનમાં હીરાજડીત બુટ્ટીયાં ઝગમગી રહયાં હતાં.
બદન પર ઉચાં જાપાનીસ આછા રેશમની જરી ભરેલી બંડી, અને
તેપર નાખેલો રેશમી દુપટો સાથે હાથમાં જડાઉ સુવર્ણ કંકણો
અને માણીક તથા નીલમ જડાઉ વીંટીઓથી એ મહારાજના
બટુકલાલજી ખરેખર કામનીઓને કામદેવ જેવા દેખાતા હતા.

મેદનીમા વાતો થતી હતી જે આતો વડોદરાવાલા મહા-
રાજ છે તો કોઇ ખુદીકોટાવાલા પણ કહેતા હતા તો કોઇ ભાવીક
વૈષ્ણવોતો આ મહારાજ એ કુલ મથુરાંના છે એમ પણ કહી રહયા
હતા તોકોઇ એમ કહેતા હતાકે નારેના આતો પેલી હારમોન્યમ
બાલાતારા બેટીજીના બાવાછે તેવામાં કોઇ પ્રશ્નપણ કરતા હતા કે

એ હારપીાન્યમ ખાધા હશે ? તેને જવાબ આપતાં એમ જણાવવા લાગ્યા કે; એતો "પોલ માં પેલી કાન ફુટી જોગણી તરીકે જાહેર થઇ હતી તે. ત્યારે તો ! પેલા હામમ અલી વહોરાનો માસુક કે નહિ ? તેવામાં બીજાએ આવી એમ પણ જણાવી દીધું કે ઉલ્લુના પઠ્ઠા ! એ તો " પોલ ની બધી કપોળ કલ્પીત વાતો ! એમ તે કાંઇ બને ! કોક સાંભળશે તો મારખાઇશ. બંધરકે બંધ. ઇત્યાદી વાતો માણસોની અજોલ મેદનીમાં ચાલી રહી હતી.

ઓ ......પ્રભુ ! ઓ......ભગવાન ! ઓ......દયાળુ ! ઓ... શેઠ ! આ ભુખ્યા બાળક પર કાંઇ દયા કરો ખાવા આપો. ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે ઇત્યાદી શબ્દો બોલતી પહેલી ભીખારણ મેદની માંથી બહાર આવી પોતાના દાન હાથને લંબાવી એ મહારાજ પાસે ભીક્ષાની યાચના કરવા લાગી. એટલામાં એ મહારાજના મદેન્મત પીળી ગોળીવાળા મજબુત હજુરીએ તે બાઇને એક હાથે ધક્કો માર્યો. અને તેના મસ્તકને લઇ ભીખારણની ગોદમાંનું બાલક એક ચીસ પાડી ઉડયું તે બાલકને એક તરૂણે ઝીલી લીધું અને એ ભીખારણ ધક્કાના સખત અઘાતથી માણસની મેદનીની વચ્ચે લથડી પડી માથે જનતાના સખત મોજાં ચડયાં. એ બીચારી માણસોના પગતળે કચરાઇ અને મુંઝાઇ. મહા મુસીબતે એ બાઇને બે ચાર નવયુવાનોએ હાથ ઝાલી ઉપાડી લીધી. પરંતુ ભીખારીકાનો ગરણુ તોલ બની ગયા હતી.

એક યુવાન દોડયો અને મોટર લાવ્યો તે બાઇને મોટરમાં નાખી હોસ્પીટલ તરફ લઈ જવામાં આવી. પણ દવાખાનાના કંપાઉન્ડમાં જતાંજ એવા ખબર મળ્યાં કે; દવાખાનું દરદીઓથી ભરપુર છે. જેથી જગ્યા મલે તેમ નથી. પણ જો ચાહપાણી અને

મીઠાઈઓનું ઢાંકણ ડોક્ટર સાહેબને, કે તેના. ખુશામતીઆઓને અપાય તો જરૂર ત્યાંએ જગા થાય ખરી. પણ લાચાર; આતો પરમાર્થનું કામ! એટલે કોણ આપે! જેથી આવનાર યુવાનો નિશ્વાસ નાખી મોટરને પાછી ફરાવવા ડ્રાઈવરને સૂચના આપી રહ્યા હતાં. તેવામાં ભુરાવાળા વ[illegible] મજબુત બાંધાના બે યુરોપીયનો આવી ચડ્યા. અને શું બના છે એ યુવાનોને પુછી ટુંકામાં હકીકત જાણી લીધી. જેથી તેઓ તે બાઈને તથા તેના બાળકને એક બીજી મોટરમાં નાખી સાથે લઈ ચાલતા થયા.

વાંચક વિચાર કર કે જેનું આ જગતમાં કોઈ નથી તેનો બેલી શ્રીરામ જેણે જીવન આપ્યું છે તેજ તેને પોષે છે તેનેજ તેની દરકાર છે. રાજાથી તે રંક સુધી દરેકની એક સરખી લાગણી એ જગદાધાર જગત નિયંતા જુગદીશ્વરનેજ છે. કારણ કે તે નીરાધારનો આધાર, દીનબંધુ દીનાનાથ છે વીગેરે સંબોધનોથી સંબોધાય છે. કુપદમાં ન ફુલાતાં હૃદયમાં કોતરી રાખજે કે એ પરમકૃપાળુ પ્રભુ સહુનો બેલી છે.



# પ્રકરણ ૨ જું

## જુદાં ભેદ.

સકળ, ગીરીનું કરી કાજળ; કરે સિંધુ મહી સ્વારી,
સુરોનાં કલ્પ વૃક્ષો જે; તણી લો લેખની ધારી.
કરીને પત્ર પૃથ્વીનું; લખે છો શારદા શાણી,
છતાં ના પાર તવ ગુણનો; પ્રણમું જોડી પ્રભુ પ્રાણી.—વેદ.

    

ઉંચે અષ્ટમીનો હતો જયમ શશી; ફીક્કા કરી તારલા,
તેવું ભવ્ય લલાટ ભુષણ બધાં; ફીક્કા કરી નાખતું.—કલાપી

ખરે ખર "દુખી જે હોય તે જાણે પારકાના દુઃખો નક્કી" એ આપણી પરીચીત ભિક્ષીકા કે જે અનાથ હતી, નિરાધાર હતી. તેનું કોઇ ન હતું. છતાં એ પ્રભુએ તેના માટે બે મહંત વેશમાં છુપા મદદગારો મોકલી આપ્યાં. અનાથની વ્હારે અનાથનો નાથ સદાએ તઇયાર છે. પણ ખોટ ફક્ત આસ્થાનીજ

અંધેરીના પર્વતોના વિકટ અને ગીચ ઝાડી વાળા જંગલના રસ્તાપરથી એક મોટરકાર, પસાર થતી નજરે આવતી હતી. આયસે ચલાવ સીધા હાથકા રસ્તા લો, કલચ દબાવ, વગેરે સંકેત શબ્દો મોટરડ્રાઇવરને સંબોધનારા બે પહાડી પહેલવાન જેવા મજબુત બાંધાના મહંત દેખાતા મનુષ્યો મોટરમાં બેઠેલા દેખાતા હતા. પાછળની સીટ પર એક તરૂણી બંધનામાં કરમાઇ ગએલા

કમલ જેવા વદનવાળી બીલીકા પણ ખાનદાનીનું ભાન કરાવતી મહોષ બની પડી હતી. માતા નિદ્રામાં છે. એમ જાણી તેના ઉપર ચડતું આમ તેમ કુદતું માતાના સ્તન દુગ્ધનું પાન કરતું એક ન્હાનું બાળક પણ તે મોટરમાં દેખાતું હતું. મોટર ઉંચા નીચા પર્વતના રસ્તાઓ પસાર કરી એક મોટા ચોગાનમાં આવી લાગી આ ચોગાનમાં બાગ બગીચા પાણીના હોજ તથા સારા અને સફાઇદાર રસ્તાઓ હતા તથા તે ઘણુંજ આકર્ષક સ્થાન હતું. મધ્ય માં ધર્મશાળાના ગાટથી બાંધેલ એક સુંદર મકાન હતું. અને તેના ઉપર પત્થરના છતની અગાસીઓ તથા દેખાવડા ઝરૂખાઓ તથા મનોહારક કૃતિઓ રચવામાં આવેલ હતી છેક એ બંગલાના દ્વાર પર મોટર આવીને ઉભી રહી. મોટરે હોન માર્યું કે તરતજ દશ થી બાર પહેલવાન જેવા કદાવર બાંધાના માણસોએ બંગલામાંથી બહાર આવ્યા. અને એક પાલખીમાં તે બે શુદ્ધ બાળાને બેસાડી ઉંચકી ચાલતા થયા. તથા એક ફર્સ્ટ ક્લાસ ઓરડામાં બીછાવેલા પલંગ પર લઇને તે બાઇને સુવાડી. બાજુમાં ન્હાના પારણુમાં બાળકને બેસાડયું. તેટલાજ વખતમાં એક સફેદ વસ્ત્ર ધારી પુરૂષ કે જે કાંઇક ડોકટરના જેવો દેખાતો હતો તે આગળ આવ્યો. અને તે બે શુદ્ધ તરૂણીના સ્થાન તથા સનાયુ એ સનાયુનો એક ભુંગળી (સ્ટેથોસ્ટોક) દ્વારા તપાસ કર્યો અને તેને શુદ્ધીમાં લાવવાના ઉપચારો ચાલુ કર્યો કપાળ પર પાણી છાંટયું. તથા અમોનીઆ કાર્બ જેવી વસતુઓ સુંઘાળી છતાંએ આઘાત પામેલી બાળા શુધ્ધિમાં ન આવી છેવટે એક મેગનેટવાળું ઇલેકટ્રીક મશીન તેની છાતી પર લગાડયું. અને બન્ને હાથમાં ઇંજેકસનનો માર્યો થોડીવાર પછી તે બાઇ કાંઇક શુધ્ધિમાં આવી. આમતેમ જોવા લાગી તથા પોતાનું

ન્હાનું વ્હાલુ બચ્ચું ક્યાં ? તેની તે તપાસ કરવા લાગી એક નર્સ જેવી દેખાતી બાઇએ તેના બાળકને તેની પાસે લાવી મુક્યું અને શાંતિ આપતા જણાંવ્યું:—

બાઇ હવે તમો અહિં નિર્ભય છો આ સ્થાન ગરીબોનું પાલનહાર છે દુઃખી અને અપંગોનો આધાર છે. અહીં તમો સર્વ રીતે નિશ્ચિંત છો. જોઇએ તે મને કહેજો હું લાવી આપીશ. તમારા માટે જમવાનું તઇયાર છે હવો એમ કહી ન્હાના સ્ટેન્ડ પર થાળી પીરસેલી હાજર કરી ભુખી અને તરસી એ તરૂણ હિંદુ બાળાએ ક્ષુધાની પીડાને શાંત કરવા પોતાના પેટ પુરતું પ્રથમ તો તેણે ખાધું અને પાણી પણ પીધું પણ પાછળથી તેને ખ્યાલ આવ્યો કે હું એક ઉચ્ચ બ્રાહ્મણ જાતીની હોવા છતાં આ મેં કોનું ખાધું! આ મે શું કર્યું! ઇત્યાદી વિચારો મગજમાં તરી આવ્યા પણ શું કરે લાચાર પોતાના આધાર રૂપ કોઈ ન હતું ક્યાં જાય કંઇ બને એમ નથી જાણી અસામર્થ્યે ભવેત સાધુ: એ સુત્ર મુજબ આગાઉ કંઇક બોલવા જતી હતી પણ પછી તે મૌન રહી.

વિશ્રાન્તિથી એ દુઃખી બાળાએ રાત્રી વ્યતિત કરી. બીજે દીવસે રવિવારમાં વહેલા એક ઘંટ વાગ્યો અને દરેક સ્ત્રીઓ તે મકાનમાં મધ્યમાં આવેલ ચોગાનમા ભેળી થવા લાગી આ તરૂણ બીહીકા પણ પોતાના રૂમની બહાર આવી અને ઉભી રહી થોડા વખત પછી ભેળી થયેલી સ્ત્રીઓ નીચી નમી હાથ ઉચાં કરી આકાશમાના પ્રભુને નમન કરી રસી હતી. આ બનાવ જોઇ તે તો સ્તબ્ધજ બની ગઇ આ બધું શું છે! કયા ધર્મના છે! અને કોણ છે.! આવા અવાર નવાર વિચારના તરંગો તેના મગજમાં વારા ફરતી સ્ફુરી આવ્યા તેવામાં પેલી નર્સ જેવી દેખાતી બાઇ તેના પાસે આવી અને ખભા પર હાથ રાખી કહેવાં લાગી.

"આવા પ્રભુની સ્તુતી કરો અને એ પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માનો અમુલ્ય એવા મનુષ્ય દેહ તમોને તેણે આપ્યો છે તો તમો તે નામને યાદ કરો. તમારો તથા સમસ્ત જગતનો એ પાલનહાર પીતા છે તથા રક્ષણ કરનાર મહાન રક્ષક છે. અને તેજ આપણાં સુખ દુખનો ભાગ વિસારો છે. કઠીન ભાવે કે કુભાવે લીધેલું ઇશ્વરનું નામ કદાપી વ્યર્થ જતું નથી. માટે તેનું ભજન કરો જેથી મુકિત મલે.

નર્સના આ વાકયો જાણે કેમ પોતે ન સંભળ્યાં હોય તેમ તે ત્યાંથી પાછી ઓરડામાં ચાલી ગઇ અને વિચારમાં ને વિચારમાં પોતાની આગલી અને આ સ્થિતીનું અવલોકન કરવા લાગી. હૃદયમાં આઘાત થવા લાગ્યા. આંખો આસુભીની થઇ અને ગાલ પર હાથ ટેકવી પોતાના બાળકને ધવરાવતી ધવરાવતી હૃદયાક્રંદ કરવા લાગી આ રીતે તેણે એકાદ કલાક પસાર કર્યો તેવામાં પોતાને અહીં લાવનારએ ભગવા વસ્ત્ર ધારી મહાત્મા જેવા દેખાતા યુરોપીયને તથા એક ખાદીના મંદ્ર વસ્ત્રો પહેરેલ નવયુવાને તે બીજી કાના ઓરડામાં પ્રવેશ કર્યો કો બહેન આરામ છેને ? કેમ હશી અડચણ તો નથી ? હલવાના પ્રશ્નોએ યુરોપીયન મહાત્માએ દખલ થતા એ તે તરૂણીને પુછ્યા.

તરુણીએ આંખો લુછી નાખી હસતા ચહેરે કરી જવાબ આપ્યો તમારી અને પ્રભુની કૃપાથી હવે ઠીક છે. પ્રભુ તમોને યશ અને કિર્તી આપો. ભગવાન તમારૂં ભલું કરો પણ કૃપા કરી. તમો. મારી શંકાનું સમાધાન કરી આપશો ? મારી વિચાર સકલના શંકા સમાધાન સિવાય આગળ અને આગળ વધતી જાય છે તો દયા

ફરી હું પૂછું તેનો યોગ્ય પ્રતિ ઉત્તર આપી મારા મનને શાંતી અપશો એવી હું [illegible] રહું.

પુરૂશીશ્રી! જે શંકા હોય તે જરૂર કરો [illegible] તમારી તે વાતો પર [illegible] ક્ષત્રિય [illegible] થી [illegible] એ અમારી [illegible] કરતા છે. સાધુ મહાત્મા જેવા દેખાતા. [illegible]પીયને જવાબ આપ્યો

ત્યારે તો મને પ્રથમ જણાવો કે મને અહી કોણ લાવ્યું ! શા માટે લાવવામાં આવી ? આ સ્થાન કોનું છે ? મને અને આ આ નિર્દોષ બાળકના વિષયમાં લાવવાનો શો સ્વાર્થ છે ? અમારુ સારુ કરવા કે આ સહાય જો [illegible]માં આ સ્થાનમાં લાવવાનો કશો સ્વાર્થ ન હોય તો એ વાત હું માની શકતી નથી કારણ કે સ્વાર્થ સિવાય પ્રિત નથી. સ્વાર્થ સીવાય પરમાર્થ નથી સ્વાર્થ સિવાય કોઇ પણ કાર્યની સંકલના નથી સ્વાર્થ સિવાય મદદ પણ અપાતી નથી. આ સુત્રો અમારા હિંદુ સમાજમાં મુખ્ય છે. અને ધર્મ શાસ્ત્રોમાં પણ લખવામાં આવેલ છે કે

"સુરનર મુનીવર કી સબ રીતી; સ્વારથ લાગી. કરત સબ પ્રિતિ:— "રામાયણ"

માટે સમજાવો કે આ બધું શું છે ! અને શા માટે છે ?

બહેન.! બાપુ! ગભરા નહિ. સર્વ સમાધાન કરી આપુ છું. તને અહી લાવનાર હું છું તારામાં મારો કશો સ્વાર્થ નથી. આ સ્થાન સાર્વ જનિક છે. આ સંસ્થાને દેશકી હોમ[illegible]નામથી ઓળખવામા આવે છે. અહી લાવનાર દરેકનું શ્રેય કરવામાં આવે છે અમારી આ કર્તવ્યતા પરમાર્થને અંતેજ સ્વાર્થ નિ. સ્પ્રહી અને નિરાકાંક્ષી. પણાની છે.

રેસ્કી હોમ એટલે ?

મુક્તિફોજની એક સ્ત્રીઓનાં જીવન સુધારનાર સંસ્થા.

મુક્તિફોજ એટલે ?

દુનિયાની બુરાઈઓથી મનુષ્યોને મુક્તિ આપનાર ફોજ.

એટલે તે કેવી સંસ્થા ? અને કેવો ઉદ્દેશ ?

જો સાંભળ બેન ? વાતમાં વચ્ચે પુનાઈને બાજુમાં ઉભેલા ખાદી વસ્ત્ર ધારી હિંદુ યુવાન બોલ્યા

મુક્તિફોજ એ એક ક્રિશ્ચીયન ધર્મનો ફાંટો છે તે ધર્મનો મુળ પુરુષ ઈંગ્લંડમાં રહેલ છે જેણે દુનિયાના મનુષ્યોમાં ઘર કરી બેઠેલ કુટેવોને નાબુદ કરવા અને એ રીતે મનુષ્ય જીવન ઉચ્ચ બનાવવા નિશ્ચય કર્યો આ નિશ્ચયને પાર લાવવા માટેજ ઉક્ત સંસ્થા ઉભી કરી આજે તે સંસ્થાના માણસો પોતાના ધર્મમાં અન્ય માણસોને લાવવા ધર્મનો પ્રચાર વધારે કરવા દેશ દેશાંતરોમાં નીકળી કાર્ય કરવા લાગ્યા.

જે મનુષ્ય દુર્ગુણોથી મુક્તિ મેળવે તેનેજ સ્વર્ગમાં મુક્તિ મોક્ષ મળે છે તેવી માન્યતા તેની હતી. અને એથી તે મતનો પ્રચાર કરવા તેમણે એક પોતાના મતની ફોજ ઉભી કરી આ ધર્મના પ્રચારકો ફોજના હોદેદાર ગણાય છે. તેમજ તેઓ મુક્તિફોજનો પ્રચાર આપે છે. દુનીયાના મુલ્કોમાં તેઓ જાય છે. અને ત્યાં તેઓ કેમ્પ નાખી પડે છે તેમાંએ મુખ્ય હોદેદાર અંગ્રેજ છે. અને તેઓ જે દેશમાં જાય છે તે દેશના ધામીક ચીન્હો વાળા વસ્ત્રો પહેરે છે

તમારા સાહાયક અને તેમના બીજા માણસો હીંદમાં આવેલ છે અને હીંદુઓના ધાર્મીક વસ્ત્ર તરીકે ભગવાંજ વસ્ત્રો મનાય છે જેથી અહીં હીંદમાં આવનારી તે સંસ્થાના ઉપદેશકો ભગવાંજ વસ્ત્રો પહેરે છે અને તેવીજ રીતે દેશની રૂઢી મુંજબ પોતાના નામો માં પણ ફેરફાર કરે છે યથાર્થ જે દેશના જેવા નામ કરણો તેવુંજ અને તેને લગતું નામ પોતાનું રાખે છે.

આ મહંત શ્રીયુત ખાસ યુરોપીયન છે અને તેમનું મુળ નામ ડેવીડ છે. અને તેમણે અહીં આવી પોતાનું નામ દયાસાગર રાખેલ છે. અને તેમના પોતાનું નામ પીટર છે. જે બદલીને પ્રેમ સાગર રાખેલ છે. એટલે આ સામે ઉભેલા મહાશયનું નામ દયા સાગર પ્રેમસાગર છે અને તેઓ અહીની સંસ્થા તથા મુંબઇ ઈલા કાની બીજી શાખાઓના ખાસ ઉપરી અધીકારી છે.

ભુલેશ્વરના રસ્તામાં મહારાજના અને તેના હજુરીઆઓના જુલમી વર્તનથી ત્હારી થયેલ કફોડી સ્થીતી તેમજ ત્હારી બેશુધ્ધી ઉપરાંત થયેલ સખત આઘાતોથી મને ત્હારા ઉપર દયા આવી હું એટલું તો સમજી શકયો હતો કે તું નિરાધાર છે જેથી ત્હારી સારવાર કરવામાટે મોટરમા નાખી હોસપીટલમા લઈ ગયો પણ ત્યાં જગ્યા ખાલી નહોવાથી હવે શું કરવું એમ વીચાર કરતો હતો અને મોટરને પાછી હાંકવા માટે ડરાઇવરને કહેતો હતો. તેટલાજ વખતમાં એ મહાશય મારા કને આવ્યા. અને શું બાબત છે તે મને પુછ્યું મેં તેમને ટુંકામાં બધો પ્રતી ઉત્તર આપ્યો જેથી તેઓશ્રી તને અહી લાવ્યા. અને યોગ્ય ઉપચારો દ્વારા તને આરામ કરવામાં આવ્યો. મારાં પાસેથી તેઓ તમે લઇ ગયા ત્યારે મને તેમણે

તેનું એડ્રેસ આપેલ હતું. જેથી તેમની મુબઇમા આવેલ ઓફીસે હું ગયો અને તારી પરપુછ કરી જેથી તેઓ મને અહી સાથે તેડી લાવ્યા અને જે સ્વાલો તને ઉદભવેલા છે તેજ સ્વાલો પ્રથમ મને ઉદભવેલા જેથી તેમણે મ્હારા સર્વ સવાલોનો નિર્ણય ઉપર મુજબ કરી આપેલ છે જે હું ત્હારી પાસે કરી જાઉ છું તે તું સાંભળ:—

આ સંસ્થા કાંઇ એકજ વર્ગના લોકોને મદદ કરે છે તેવી નથી પણ દરેકને અને તેમાં પણ ગરીબ, લુચ્ચા, ચોર, ઠગારા, વેશ્યાગામી, દારૂડીઆ, અપંગો, ઘેલાઓ અને તેવાજ બીજા લોકોને તો ખાસ મદદ કરે છે એટલે જેલ ભોગવી આવેલા કેદીઓને અહી લાવી હુન્નર શિખાવી ઉંચ્ચ જીવન ભોગવતા કરે છે. શરાબ જેવી નિંદ આદતોવાળા લોકોને તે દુઃવ્યશન મુકાવી સાદા માટે ઉદ્યોગી બનાવે છે અને તેઓને મુક્તિ ફોજમાં દાખલ કરે છે.

તેમજ રાંડોના લતામાં ફરી ઉપદેશ. ટાંકી, ગરમી, વિસ્ફોટક વિગેરે ચેપી રોગોમા પીડાતી સડતી સ્ત્રીઓને પણ આરોગ્ય હોમમાં લાવવામાં આવે છે અને ખાસ ઉપચારો કરી સારી અને તંદુરસ્ત બનાવે છે. વિશેષમાં તેઓ દુષ્કાળ પીડીત, અન્ન પીડીત, વગેરે મુખમરામાં સડતા લોકોને અન્ન પોષણ આપી મુક્તિ ફોજમાં દાખલ કરે છે. તદુપરાંત હિંદુ સમાજની રૂઢી રીવાજના ભોગ થયેલ બાળ વિધવાઓ તથા કુમારીકાવાળી સ્ત્રીઓને અહી લાવી સદબોધ આપવામાં આવે છે અને તેઓને આ ધર્મમાં ભેળવી તેની ઇચ્છા મુજબ લગ્ન પણ કરી આપી જોઇતી મદદ કરે છે.

આ વેશ્યી હોમની સંચાલીકા તરીકે એક ઇંગ્લીશ તરૂણી છે અને આ રહારી સારવાર કરનાર નર્સ જેવી દેખાતી સ્ત્રી ગુજરાતી બ્રાહ્મણ છે અને તે પણ બાળ લગ્નના ધુંસરામાં કજોડ જુલમના પરીણામે માતા પીતા અને સ્વસુર તરફથી ત્યજાએલ હોઇ અહી આવેલ હતી અને હાલમાં તેણે મહંતશ્રી દયાસાગરસાહેબ ક્રિશ્ચીયન ધર્મ મુજબ લગ્ન કરી તેમનાં ધર્મ પત્નિ થયેલ છે.

હવે અહી મ્હારે તને સાફ જણાવવાનું કે ઇસ્લામ અને ક્રિશ્ચનો જે રીતે આપણા હિન્દુ ભાઇઓને વટલાવે છે તે રીતે આ વટલાવતા નથી પણ લોકો ઇરાદાપૂર્વક આ ધર્મમાં આવવા માગતા હોય તેમનેજ આ ધર્મની દિક્ષા આપવામાં આવે છે વળી જબર દસ્તીથી કે તેવાજ બીજા રસ્તાઓથી વટલાવનારા ધર્મોના રીપોર્ટ બહાર આવે છે અને તેથી આપણે જાણી શકીએ છીએ. પરંતુ આ ગુપ ચાપ અને ધર્મ્ભારમક પ્રવૃતીથી ફેલાતો ધર્મ કેટલો આગળ વધી ગયેલ છે જેની ગણત્રી થવી મુશ્કેલ છે.

આવેલ અસહકારી યુવાનના આ લાંબા લેકચરને મળતાં થતાં તે યુરોપીયને કહ્યું; બધું સાચું છે પણ એટલું તો ચોક્સ માનો કે અમારી આ સંસ્થાના આશ્રયતળે હજારો બલકે લાખો હિંદુઓ સુખી થયા છે, અને થશે એ વાત નિર્વિવાદ છે. તમો ભલે આ સંસ્થાને સારી માનો કે ખરાબ. અમોને તેની પરવાહ નથી પણ કોઇ પણ રસ્તાઓ દ્વારા લોકોને સદબોધ આપી અમારા પંથનો પ્રચાર કરવો. વામ રો એજ સ્વાર્થ છે અન્ય કશો નહિ એટલે કે પરમાર્થ કરી બતાવ્યા પછીજ સ્વાર્થની આશા રાખીએ છીએ. અમો તમારા ધર્મનું મહાન પુસ્તક કે જે ગીતા છે તેને સંપુર્ણ

માનીએ છીએ અને છાતી ઠોકીને કહીશું કે ગીતા સમાન અન્ય કોઇ પણ ધર્મ ગ્રંથનથી એવા સરળ જ્ઞાનનો તેમાં સમાવેશ કરવામાં આવેલ છે કે જે જ્ઞાન મુસલમાન, અરબી, પારસી, જૈન, બુધ્ધ, વઇશ્નવ, ક્રિશ્ચિયન વગેરે કોઇ પણ ધર્મમાં તેના જેવું રહસ્ય મુકવામાં નથી આવેલ. અમારો આ પંથ ઉભો કરનાર માણસ ગીતાનો મહાન જ્ઞાતા હતો અને તે અમને ખાસ કહેતો હતો કે કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ॥ તું કર્મ કર ફલ (સ્વાર્થ)ની આશા ન રાખ તું ફલનો અધીકારી નથી પણ કર્મનોજ અધિકારી છો. કર્મની અંદરમાંજ ફલ સમાએલ છે. કર્મ કરવાથીજ ફલ પ્રાપ્તિ છે. પણ તેની આપેક્ષાઓથી રહીત રહીશ તોજ તે ફલ નજીક છે અને ચાહીશ તો દુર છે. માટે કર્મ કર. આ ઉચ્ચ સદબોધ અમોને અમારા ગુરૂજીએ આપેલ છે. અમો કર્મ કરીએ છીએ પણ ફલની આશા નથી રાખતા. જ્યારે તમારા હિંન્દુ ધર્મમાં શું છે? તે અમો જોઇ અને જાણી શકયા છીએ.

તમારા હિન્દુ સમાજમાં કે હિન્દુ ધર્મ મંદીરમાં, ધર્માચાર્યોમાં પણ એક મહાન અહંપદ ઘુસેલું છે. સર્વનો નાશ કરનાર એ અભિમાન છે એમ અમારૂં માનવુ છે જો તેમ ન હોય તો હું એ હિન્દુ ધર્મ નેતાઓને ખુલ્લુ પુછીશ કે તોએ પાડાત પતિત પશુવૃતિમાં ફસી પડેલ મનુષ્યોના જીવન સુધારવાની કસી કે શોધ કરી છે? કદી એવો વિચાર સરખો પણ તમોને આવ્યો છે? કદી નહિ. આ હીન્દુ સમાજ? કુદરતી આફત જેવા કે દુષ્કાળ આગ, વાવા ઝોડા અતી વૃષ્ટી અને રોગોના મહાન ઉપદ્રવો વખતે બેઝાર લાચાર ઘરબાર વીનાના અને નીરાધાર

બનેલા હીન્દુઓની સારવાર કરવા યાતો શાંતી આપવા તમો શું ખરચો છો? હા કશું નહીં.

ગુરૂ શીવન મહંતના આવા હૃદયોતેજક શબ્દો સાંભળી તે તરૂણ બાળાનું હૃદય ભરાઇ આવ્યું અને મગજ ઉશ્કેરાઇ ગયું જેથી કહેવા લાગી મહાશય સાચું છે મ્હારા અનુભવ સિદ્ધ છે. એ ક્રૂર અહિંસાવાદીનો ફાંકો ધરાવનાર નિષ્ઠુર હિન્દુ સમાજ એમાંનું કશું નથી કરતો પોતાની પતીત ભગીનીઓની એબને ઢાંકવી એતો બાજુ પર રહી. પણ ઉલટું તેનો ત્યાગ કરી વ્યભીચાર અને અનાચારને પોષી રહ્યો છે. બાળ વિધવા બ્હેનો અને દુહિતાઓને ઘરમાં સંઘરી રાખી વૈધવ્યની પરાણે ધુંસરી લાદે છે ઉપરાંત તે બાળાને મોજ શોખ પણ આપે છે. જેથી સન્માર્ગનો ત્યાગ કરી જમાનાના અનુસાર તે બાળા કદાચ ભુલને પાત્ર થાય અને જો દૈવ યોગે સગર્ભા થાય તો પડોશીના ખાલી પડેલાં ઘરમાં તેને દરવા મોકલી બારણાં બંધ કરી લાતો પ્રહાર તથા લાકડીઓના ફટકાથી તે બાળાનો પ્રાણ લે છે આ કહેવાતા અહીંસાવાદી હિંદુ સમાજની દયાવાળી લાગણી એક ક્રૂર કસાઇ પણ પોતાના શીકાર પર છુરી ચલાવતાં પરમાત્માને યાદ કરે છે પણ એ છુપી હિંસાત્મક વૃતિ વાળો હિંદુ સમાજ તે પણું નથી કરતો ઢોંગી અને ખાઉધરા હિંદુ આચાર્યો, નિર્દોષ બાળાઓને વ્યભીચારના રસ્તે દોરે અને તેને બોધ પણ તેવા આપે માતા પુત્રીને પણ નવી શીખ મણુ આપે બાપ અને મા પણ લજ્જા છોડી, છોડી પુત્રી સમક્ષ એ બિભત્સ ચાળાઓ કરે, અને તેમ કરી નિર્દોષમાં દોષીત વૃતિઓનું આરોપણ કરે, અને પછી પોતાના

મતથી ઉલટું થાય તો મોત ને બીચારી અનાથ, નિરાધાર બાળાનોજ કાતો તેનું ખુન થાય અને કાતો તેને ગર્ભપાત, કરી મારી આફત સ્થિતી ભોગવવી પડે એમાં લેશ પણ ખોટું નથી.

ખરું છે બ્હેન, ખરું છે હું હિન્દુ છું અને જાતે વણીક કપોળ છું મ્હારો મુળ ધર્મ વૈષ્ણવ, છે પણ તું કહે છે તેવોજ પોલનો ઢોલ મે મ્હારી સમાજ તથા ધર્મમાં વાગતો સાંભળ્યો છે તે ઉપરાંત મે બીજા ધર્મોની પ્રણાલીકા પણ તપાસી છે અને છેવટે આ આર્ય સમાજ ધર્મ તેવા કંલકથી દુર છે એમ જાણીનેજ તેનો સ્વીકાર કરવો છે. જેમ ત્હેં મ્હારા અનુભવની વાત કરી તેમ હું પણ છાતી ઠોકીને કહું છું કે હિન્દુ સમાજમાં ચાલતા, અનેક ધર્મોના ધર્માચાર્યો સન્માર્ગનો ત્યાગ કરી કેવળ પોતાની પાપી અને તુચ્છ વાસનાઓનેજ પોષવાવાળા છે એ ધર્મગુરુઓ લાડી, વાડી, અને મોટર ગાડીમાં માતેલા સાંઢ બની, ફરે છે, અને મોજે ઉડાવે છે. મંદીરમાં દર્શને આવનારી હિંદુ લલનાઓ ઉપર મોહાંધ બને શીવળો, છુટે છે તેમજ ધાર્મિક વિષયોના સિધ્ધાંતો દાખવી પતિ પત્નિનો ગર્ભિત ભેદ બતાવે ધર્માચાર્યો પોતાના શીષ્યો ને ત્યાં પોતાની પધરામણીઓ કરાવી ચર્ણ સ્પર્શ અને ભેદ મેળવી મુક્તિ અપાવે અને પોતે જ દાસ બને શીષ્યો ન છુપે મસ્તા બનાવે તદુપરાંત સન્યાસીઓ હાથીઓની અંબાડીઓ પર ચડી, ગાદી મેળવવા માટે વિદેશી સત્તાના ઉંબરા ચાટે મંદીરોની ત્રીજોરી ખાલી કરીઓની (મલ્કત એકત્ર કરે મદમસ્ત બનેલા આંખલા જેવા બાવાઓને ખવરાવવા નાપમો બનાવી પ્રભુની પરસાદી ખાવું નીવાય છે ઠેલણાં, ઢાંક, અને તંબુરા મંડળીઓમાં રાગડા

લાણી ગામડીઆઓને રમાડે. ગાયણીઓ પસંદ કરી અંધકારમાં અનાયાસે પ્રાપ્ત થનાર કામનને પ્રભુના અનંત શ્રીમદ ભાગવતની સપ્તાહો (કથાઓ) બેસારી પુરાણીના પ્રેમદાઓને પ્રસન્ન કરે ઘુડ પુરાણ (ગરૂડ પુરાણ) આખ્યાનરણ અને મહાભારત વાંચતા પાખંડી અને પેટભરાઓ ગામને રણુક અને અખોને ઘસારે ધર્મ ઘેલી હડયાફુટી. બામણીને જમાવે છપ્પન ભોજના સાવરા કહાડી લાખપાનાં આંધણ મેરે મરણ પથારીએ પડેલા શ્રીમંત પાસેથી મ્હોટી લાલીજના લગ્નમાં અટકા સ્વામીનારાયણના મંદીરમાં ખડકેલા દ્રવ્યના ઢગલામાં વધારો કરવા આટલા આવા વિદ્યા કરી ધર્માદા કરવાના રસ્તા દેખાડે અને ધર્મશાળાના રક્ષક કુટણખાના બનાવી મોજ માણે

પરંતુ અનાથ બાળવિધવાઓ, અન્ન ભુખ્યો યાચક. દુઃખી કુટેવોમાં પડી જીવન બરબાદ કરતો હિંદુ દુષ્કાળ પિડીત ગરીબો વગેરેને આમાનું કશું નહિ અરે નાની પાઇ સરખી પણ ન પામે ત્યારે હિન્દુઓ કરે છે શું? અગીઆરમના ઉપવાસોના ટાંકણે પાઈ પાઇ દક્ષીણાં આપવામાં ધર્મ સમજે છે મરણપથારી એથી છુટવાની અપેક્ષાઓથી જુટકુ અન્નનું આપી પોતાને આંગણે ભીખારીઓ ભેગા કરી કિર્તિ અને નામના મેળવવાના મહત્વકાંક્ષા સિવાય કશું નહિ!

આ ધર્મ નથી પણ પગાણે બાંધેલું ધર્મનું ઘુંપટ છે અને પરાણે ભીખારીઓ બનાવવાનું યાને તેવા ભીખારીઓના કપાળમાં ભીખનો ખીલો કાયમને માટે ઠોકી દેવાનો ઉંધો રસ્તોજ છે અન્ય કશું નથી.

શ્રીનાથજીની હવેલીમાં કરોડો રૂપીઆની દોલત પડેલી છે. અને તે દ્રવ્યનો વ્યય આચાર્યોના અત્તર કસ્તુરી અત્તર સેન્ટ ઉંચા સાબુઓ ફુલેલ તેલો તથા કેશરી ચંદન અને મોજશોખ કરવામાં કાં વપરાય ? પણ કદાચ તે દ્રવ્ય ઉપર તાગડ ધિન્ના ન કરવા દેતાં સદ્વ્યય કરવામાં આવે તો આવા કેટલી હોમો કેટલાં બંધાય ? કેટલી ધર્મશાળાઓ અને દવાખાનાઓ રથ ાય ? કેટલાં અનાથાશ્રમોમાં અપંગ લુલા લંગડા અને બાળવિધવાઓને પેટે પડેલાં ભાગ્યહિન બાળકોનો ઉધ્ધાર થઇ શકે ? ઉપરાંતમાં કેટલા ભુખ્યા મનુષ્યોના પેટમાં રોટલો જાય ? અને કેટલા મનુષ્યોના આશિર્વાદ મલે ?

પણ હિંદુસમાજની અંધશ્રધ્ધાને અનુકુલ બનનારા આચાર્યો તેતો લાડી ગાડી વાડી ના વૈભવો ભોગવવા છે. ગુરૂઓને શીષ્યાથી ગમન કરી ટેકસીઓમાં મહાલવું છે અના ચારના પોષક આચાર્યો નેતો નાશને પાટલે બેઠેલ હિન્દુસમાજની નથી પડી ! એ મન તો સમાસમાના દર્શન કરવાનો એ ભોળી ભામનીઓને આપવો છે તથા લાખો રૂપીયાના આંધરણો ઉકાળી છપ્પન ભોગના સાથરાઓ કઢાડવા છે.

હિન્દુ જનતાના રકત ચુસનાર આચાર્યોને ! [illegible] શયનાઓ ! સાધુડાઓને યાતો એ રાક્ષસી મહત્વકાક્ષા ધારી મહંતોને અને શેખી ખોર સન્યાસીઓને એ જતા ઇસ્લામ કિશ્ચયન કે મુક્તિ ફોજના છુપા પ્રચાર સામે થવાતી દરકારજ કયાં છે ?

આજે હિંદુ સમાજના ધર્મ મંદીરોની મુર્તીઓનું ખંડન થાય છે. અને ઘણાં વેલા હજીરાઓ ઠેકાણે મસજીદો અને ટેમ્પલો બંધાય છે તો પણ એ હિંદુ સમાજની આંખો ક્યાં ખુલે તેમ છે?

અના દીર્ઘકાળના મ્હોટાં મંદીરો અને મહાલયોની સાક્ષી આજે પણ છે અને અનુમાન બાંધી શકાય છે કે લાખો કરોડો કે અબજો રૂપીયાનું પાણી અમારા હિંદુ સમાજે કરી આ મહાલયો અને મંદીરો બંધાવ્યા છે અને બંધાવી શકતા પણ હતા. પરંતુ આજે એક દુઃખી સમાજ બંધુ તથા લાચાર થયેલ ધર્મ બાબુ માટે એક પાઇ પણ ખર્ચવા તઇયાર નથી. કિર્તીદાન એ સમાજની આકાંક્ષાઓ છે, અને હતી.

સ્વામી નારાયણની ત્રીજોરીઓ દ્રવ્યથી ભિભરાઇ જાય છે. છતાં ઉક્ત વિષયની જરૂર તેમને જણાતી નથી. શંકરાચાર્યો પણ ગાદી, છડી, અને ચમ્મર માટે તથા હાથીને હોદે ચડવા માટે ઘેલછા ગ્રસ્ત બની સરકારની સ્હાયતા માગી કોર્ટોમાં લડે એટલે આપસ આપસમાં પુરા ન પડનાર તેઓ પણ અશકત છે. જઇન ધર્મના અપાસરામાં અને દહેરાસરોમાં પણ અબજોની મીલ્કત ખડકેલી છે. પણ તેઓને તો વિદેશી ખાંડ અને સ્પેનની કેશર છુટે હાથે વાપરી પરદેશનેજ પોષવો છે. તેઓને પણ દેશના દીન બંધુઓની કયાં પડી છે? શેતરૂંજય પહાડ પર નાણાના પાણાં કરનાર એ અહિંસાવાદીઓને તો કોર્ટોમાં લડવું છે અને પોતાનાજ સમાજમાં બાળ વિધવા તથા કજોડાંના અન્યાયાચારી કાયદા રાખી છુપી હિંસાને પોષવી છે. તેઓને પણ આ ફેલાતા અન્ય ધર્મોની સામે

થવાની લેશ પણ દરકાર નથી. શાને હોય? એતો પોતાનાજ બોહીના તરસ્યા છે હડ્ડયાના ફુટયા છે. સમાજનું સત્યાનાશ કઠનારા વાળ જે આર્ય સમાજમાં કાંઇક હિંદુત્વની ધગસ છે પણ ત્યાં તો તેના સામે સનાતન ધર્મના શાસ્ત્રીઓ પેટભરા પુરાણીઓ વિઘ્નરૂપ બનવામાં કયાં ઓછા ઉતરે તેમ છે? આ ઉંડાં અને છુપા ભેદનો ઉકેલ તેઓને કયાં કરવો છે. કે આજે આ અમારો ગરીબ દીન હિંદુ સમાજ જમાનાથી ચાલતી રૂઢી ભોગ થઇ પડેલ છે.

# પ્રકરણ ૩ જુ

( કરૂણ કથા )

## અધ્યાય ૧ લો.

### ( ગઝલ )

ગયો જુનો જમાનો ને જમાનો છે નવો આવ્યો.
ગયો છે ધર્મ ધરતીમાં જમાનો એ હવે આવ્યો—૧
કરે વહેંચાણુ કન્યાના જમાનો એ હવે આવ્યો.
પશુ સમ પેટ ભરવાનો જમાનો એ હવે આવ્યો—૨
ગયો છે સંપ સૃષ્ટીથી થયો છે નાશ શીયળનો.
ગઈ લજ્જા વડીલોની જમાનો એ હવે આવ્યો—૩
કજોડાં બાળ લગ્નોથી થતી વિધવા દુહીતાઓ.
વધ્યો વ્યભિચાર જનતામાં જમાનો એ હવે આવ્યો—૪
ક્ષમાં પ્રીતી દયાને ન્યાયની દ્રષ્ટી ગઇ ચાલી.
વધ્યાં છે [illegible] ને ઇર્પા જમાનો એ હવે આવ્યો—૫
પરસ્પર વેરને વિભ્રંમ વધી આળશ અને નિંદા.
થયા છે સત્વહિન લોકો જમાનો એ હવે આવ્યો—૬
" "

મહાશય યુરોપીયન દયાસાગર પ્રેમસાગરે ભવ્ય ભારતમાં હિંદુ ધર્મનું પુરતું ધ્યાન કર્યું. તરૂણ તથા તરૂણીની આંખો માંથી એ કથા સાંભળતાં અશ્રુઓ વહેવા લાગ્યાં અને હિંદુત્વ પર ધિક્કારની વૃતીઓ વરસવા લાગી યુરોપીયન મહંતને આગળ બોલતો અટકાવી એ ખાદી વસ્ત્ર ધારી વેણીકે વચ્ચે પ્રશ્ન કર્યો..

મ્હારા એ સનાતન ધર્મની સાથે આજની ધાર્મિક વૃતિઓ સરખાવીએ તો હજારો અને લાખો ઘણો ફેરફાર છે તે વાતને જતી કરો. નાશના પાટલે બેઠેલ આજની હીંદુજનતાને તેની નથી પડી આપણે પણ તે વાતો શા માટે કરવી અહી નિંદા ને સ્થાન આપવું ગેર વ્યાજબી છે માટે આપ વીતીજ કરો.

તે નયુવાનના વાક્યો સાંભળી પેલી તરૂણ ભિક્ષીકાએ પૂછયું ત્યારે મહાશય આપ તમારો પરીચય કરાવશો કે? મ્હારા જેવી અનાથ દુ:ખી અને દીન ભગીનીપર અનિવાર્ય ઉપકાર શા માટે કર્યો ?

"હા બ્હેન હું આગલ જણાવી ગયા મુજબ વણિક જ્ઞાતિનો છું મ્હારૂં મુળ ગામ કાઠીઆવાડમાં છે મ્હારૂં નામ ચુનીલાલ પી૦ છે મ્હારી અટક મુની છે, જેથી મને લોકો સી. પી. મુનીના નામથી ઓળખે છે અત્રેના એક વર્તમાન પત્રનો હું એડીટર છું અને સમાજની સેવા કરવાનોજ મે વિષય ગ્રહણ કરેલ છે મેં તમારા તરફ ઉપકાર કર્યો એવું તમારૂં માનવું હોય તો તે તમારી ભદ્રતા બતાવો છો પણ મેં તો કશો ઉપકાર કર્યોજ નથી. કેવળ સેવા એ મ્હારૂં ખરૂં કર્તવ્ય સમજું છું અને ભાવ નિસ્વાર્થ હોય એ સેવાનાં પ્રબંધનો હું જાણકાર છું જેથી આર્થિક વિષય કશો નહિ પણ કેવલ પરમાર્થિક વૃત્તિ એ મ્હારા મન અને આત્માની અભિલાષા

છે. જેમાં તમો મ્હારા જેવાને જે આદર્શવાળો માનો છો તેવો તો હું થવા નથી પામ્યો પણ તેવા સતકૃત્યોમાં હું મ્હારૂં પોતાનું ધ્યેય સમજું છું જેથીજ તે કર્તવ્ય પરાયણુતાનો મેં સ્વિકાર કરેલ છે. પણ તમો તમારી ભાષા અને વાકયભાવ ઉપરથી કોઇ ઉચ્ચ કુલના હો તેમ જણાય છે. માટે આપનો પણ પરીચય જાણવા હું માગું છું.

ભાઈ હું આગલ કહયા મુજબ ઉત્તમ એવા બ્રાહ્મણ કુલમાં જન્મેલ છું અને સમાજમાં પુંજાતી કુરૂઢીની ભોગ બની આ અવસ્થા ભોગવું છું.

" ત્યારે જણાવસો કે સમાજે તમોને શો અન્યાય કર્યો છે ? સમાજે તમને શા માટે આ સ્થીતીપર મુકયાં છે ? તમારા માતા પીતા અને પતિ તરફથી પણ તમોને શું શું વેઠવું પડયું છે ? તે પણ જો અડચણ ન હોય તો જણાંવવા કૃપા કરશો.

ભાઇ મ્હારી એ કથા ઘણી લાંબી છે એ વાત ન સાંભળવામાંજ માલ છે હીન્દુ સમાજમાના તમો પણ એક છો માટે એ અધમ સમાજ ને મ્હારી કથા સાંભળી શું કરવું છે ? ભાઇ મ્હારા વિતકની વાર્તાને એમની એમ અણ ઉકેલજ રહેવા દો તો વધારે સારૂ છે.

" બ્હેન. મ્હારે તમારી તમામ વાત જાણવી છે. તમોને સમાજે શો અન્યાય કર્યો છે ! કયા કારણે તમારે આસ્થિતીએ આવવું પડયું છે. ! મ્હાર એ હીંદુ સમાજ સામે થવું છે. સમાજમાં પેઠેલા સડાઓને નીર્મુળ કરવા છે; અને આદર્શ સમાજીક જીવન ગુજારવાના રસ્તાઓની સૂચના કરવી છે માટેજ આપની એ અણ ઉકેલ વાર્તા સંભળાવો.

ભાઇ મારી વાત સાંભળતાં દીલમાં ત્રાશ પડશે હૃદયમાં કંપારી છુટશે. ગળું રૂંધાશે રોમરાજી ઝણ ઝણી ઉઠશે નયનો દ્વારા જલધારા વહેશે તમોને શો ફાયદો કે જતી કરો એ વાતને છોડી દો.

"ગમેતેમ થાઓ મને મારા આ દેહની પણ કશી પરવાહ નથી મારે તો ધર્મોમાં પોષાતા દંભોના સામે થવું છે સમાજમાં ચાલતી અંધાધુંધી સામે લડવું છે મરવુ છે અને એ પેટભરા પટેલોના કાળા કાયદા સામે થવું છે. બાળ વિધવાઓ અને કજોડાંની ભોગબનેલ બ્હેનોની વ્હારે ચડવું છે. એ મારા મનનો દ્રઢ નિશ્ચય છે. અને તેમ કરવા જતાં ભલે હું સમાજની અન્યાયની આગમાં હોમાઇ જાઉં તો પણ પાખંડથી મુક્ત થઇશ અને આગેવાનોની અવગણના કરીશ માટે તમો શા માટે ગભરાઓ છો? બેધડક તમારા હૃદયમાં ઉંડા વિભાગે છુપાવી રાખેલ એ અદ્રષ્ય જવાળાને પ્રકટ કરો તમો અચકાઓ નહી હું નિશ્ચયથી કહું છું કે યુવાન પક્ષના એકત્ર બળથી સમાજમાં બંડ જગાડીશ માટે તમારૂં વૃતાંત લેશ પણ ન છુપાવતાં સ્પષ્ટ અને સત્ય હકીકત જાહેર કરો તમારી તે બીનાનો સજ્જડ પુરાવો થશે અને આગેવાનોની દાંભીક ભાવનામાં ધુળ નાખવામાં મને સાધન ભુત થશે

ભાઇ જો તમારો અત્યાગ્રહ છે તો સાંભળો આ રહી હિંદુ સમાજમાં ધીખી રહેલી રૂઢીની લ્હાઇ. તે હેવાલ સાંભળો અને દીલમાં લાગી આવે તો આંખમાંથી બે ચાર આંસુ પાડજો.

ધર્મ શાસ્ત્ર અને પુરાણોના પુછડા પકડી રઝવનારો એ પેટ ભરો બ્રાહ્મણ સમાજ ચારીત્ર ભ્રષ્ટતા ફેલાવી રહ્યો છે. અમારી સમી વાછળીઓનો વધ કરી રહયો છે. કાચાં કુમળાં નીર્દોષ કુસુમોને પગતળે ખુંદી

રહયો છે. છતાં જો તેમાં વિધવ વિવાહ થાય તો તો જાણે તેત્રીસ કોટી દેવતાઓ પાતાળમાં પેશી જાય લુક પુરાણ શીવપુરાણ અને શ્રીમદભાગવત પુરાણ રીસાઈ કઈ ઉંડાં જલમાં ડુબી ગયા જેવું થાય.

આજે સમાજમાં એક તરફ ન્યાય ચાલે છે પુરૂષ વિધુર થાય તો દશ સ્ત્રીઓ પરણી શકે પણ સ્ત્રી વધવા થતાં બીજા પતીને ન શોધી શકે કેટલો બધો અન્યાય ! પુરૂષનો પક્ષ ખેંચનાર શાસ્ત્રો હઇયાત છે ત્યાં સુધી અધઃપાતજ છે અને લોકાળમાં ત્રણે વર્ણનું તપ એજ ધન હતું વૃત અને ઉપવાસ એ આચાર હતો દેહને કષ્ટ આપી જીતેન્દ્રીય થવું એ મુદા લેખ હતો ત્યાં આજે તો તપો-અધમ બની બેઠા છો વ્રત અને ઉપવાશ છોડવા બેઠા છો જીતેન્દ્રીયપણાંનો ત્યાગ કરી આચારમાં વ્યભીચાર ચલાવ્યો છે ત્યાં પછી ખામી શાની રહે?

શાસ્ત્ર અને પુરાણોમાં વિધવા વિવાહ (પુંનલગ્ન) નો નિષેધ કરવામાં આવ્યો છે એવું ઓરાવાળું નાકું પકડી જુલ્મની પરાકાષ્ઠા એ હિંદુ સમાજને પહોંચને છે એટલે ગરીબડી ગાય સમી દીન આર્ય દુહીતાના દુઃખો એ લોહીના તરસ્યા હિંદુસમાજની દ્રષ્ટી એ કયાંથી ચડે? આટલું કહ્યા પછી હવે હું મારી કરૂણાંજનક કથની-નો પહેલો અધ્યાય ઉકેલું છું.

હું અભાગીઅણ મારા પુર્વ જન્માંતરના પાપે એ બ્રાહ્મણ સમાજમાંજ જન્મી છું અને કાઠીયાવાડમાં જામનગર તાબે શીતળાના કાલાવડની હું રહીસ છું. એટલે કે તે ગામમાં મ્હારા પોતાનું નિવાસ સ્થાન હતું. મ્હારૂં નામ નંદુ છે મારા પિતા

વઇદીક વિષયમાં આગલ વધેલા હતા એટલે ધનવંતરી હતા. અને મારા કાકા દ્વારીકા બંદરે મેલ ઓફીસમાં સારા પગારથી નોકરી કરતા હતા મારા પીતાનું નામ નરભેશંકર અને કાકાનું નામ શીવશંકર હતું. મારે એક ભાઇ છે જેનું નામ ચીમનલાલ છે અને તે અહી મુંબઈમાં કોઇ એકફીલ્મ કું માં નોકરી કરે છે ચીમન પરણેલ છે અને તેની વહુનું નામ અનુપ છે મ્હારી આ માયાળુ ભાભી ગુજરાતી સાત ધોરણ તથા સાધારણ ઇંગ્રેજી પણ ભણેલ છે.

હું જયારે પાંચ વર્ષની હતી ત્યારે મ્હારા પીતાએ એક હજાર રૂપીઆમાં મ્હને વહેચી એટલે મ્હારૂં સગપણ કર્યું મ્હારા એ ભાવી પતીની ઉમર ચાલીસં વર્ષની હતી હજુ મ્હારા વાવાહને વાર હોવાં છતાં એ મ્હારા પતી તરફના પાંચ સાત લોકોનું કહેવું થયુ કે જો તુરતમાં મ્હારા પિતા મારો વિવાહ કરી આપે તો પાંચસે રૂપીઆ બીજા આપવાની કબુલત થાય જેથી મ્હારી છ વર્ષની ઉમ્મરે મ્હારા લગ્ન કરવામાં આવ્યા, આ વાત મ્હારી એ મ્હોટી ભાભીએ મને એક દીવસ કરી હતી જો કે મને એ દીવસ સ્મૃતીમા પણ નથી. મારા વીવાહ થયા પછી મ્હારા પતી આફ્રીકામાં આવેલા બેરા ગામે ધંધાર્થે ગયા કારણ કે રૂ,બેથી ત્રણ હજારનું તેમણે કરજ કરેલું હતું જેથી તે કરજમાંથી મુક્ત થવા ખાતર દૂર દેશામાંથી ધન પ્રાપ્તી કરવા ઉપડી ગયા તેઓ આસરે બે ત્રણ વરસ ત્યાં રહ્યા, અને કાંઈક સારૂં કમાણા પણ ખરા કેણુંમાંથી તેઓ મહા મુશ્કેલે મુક્ત થવા પામ્યા બ.કી શીલકમાંતો શુન્યજ રહયું

મ્હારા વિવાહ થયા પછી મ્હારા પતિ આફ્રીકામાં આવેલા બહેરા ગામે ધંધા જોગ ગયા કારણકે રૂ. બેથી ત્રણ હજારનું તેમણે કરજ કરેલું હતુ જેથી તે કરજમાંથી ફારક થવા ખાતર દુર દેશમાંથી ધન પ્રાપ્તિ કરવા ઉપડી ગયા. તેઓ આસરે બે ત્રણ વરસ ત્યાં રહ્યા અને કાંઈક સારૂં કમાણા પણ ખરા. દેણામાંથી તેઓ મહા-મુશીબતે મુક્ત થવા પામ્યા. બાકી સીલકમાંતો શુન્યજ રહ્યું. તોપણ તેઓ તેથી હારી ન્હોતા ગયા. તેઓ દુર દેશમાંથી ઘરે આવ્યા જેથી મને મ્હારા સાસરીઆ તરફથી મ્હારા કાકાજી તેડવાને આવ્યા અને મને તેડી જવા બાબતની વાત મ્હારા પિતા કને કરી જેથી મ્હારા પિતાએ તેમને કહ્યું કે મ્હારી દીકરી ન્હાની છે હજુ તો ઢીંગલે પોતીએ રમે છે. બે વરસ પછી તેડી જજો ઇત્યાદી બાબતો રજુ કરી અને મ્હારા કાકાજીને સમજાવ્યા. પણ તેઓતો એમજ કહેતા હતા કે ફક્ત બેજ દહાડા મોકલો અમુક વ્રતો ઉજવવાના છે દીવાળી જેવા પરબો આવે છે માટે તેટલોજ વખત મોકલો. પછી તમો આવીને તેડી જજો ઇત્યાદી વ્યાખ્યાઓ કરી. જેથી મ્હારા પિતા ગુસ્સે ભરાયા અને મ્હારા એ સ્વસુર પક્ષના મહેમાનોને અપમાનની તથા ધમકીની મહેમાન ગીરી આપી અને છેવટમાં પોતાનું ઘર છોડી ચાલ્યા જવાનું પણ કહ્યું. ઉપરાંતમાં જણાવ્યું કે ફરી જો કદી આવ્યાછો તો જીવતા પણ નહિં જશો. બીચારા તેઓતો ત્યાંથી જીવ લઇને નાઠા. આ વાત મને ઝાંખી સાંભળે છે કારણકે તે વખતે હું ફક્ત આઠજ વર્ષની હતી. બસ તે પછી બીજેજ મહીને મ્હારા ઘરમાં રોવા કકડવાનો દીવસ આવ્યો એટલે મ્હારી ભાભી અને મ્હારી માતા,

તથા બીજી પાડોસણો, ભેગી મલી રોવા લાગી અને નંદુનો વર ગુજરી ગયો ઇત્યાદી વાતો થવા લાગી. પણ હું તે વખતે અજ્ઞાન બાલક હું શું સમજુ ? કે મ્હારો વર કેવો કે કેવાં સાસરીઆં. હું તો હસતી રમતી અને જાણે કંઇ નથી બન્યું એવુંજ મને લાગતું. પણ હું તે વિષય હવેજ સમજી કે હું તે વખતે વિધવા થઇ અરે મ્હારૂં આ જીવન ધુળ થયું મ્હારા સૌભાગ્યનો સુર્ય તેજ દીવસે અસ્ત થયો. એ વાત હું અત્યારે જાણી શકી પણ તે વખતે તો મને કશો હર્ષ કે કશો શોક થયોજ નહતો.

આ દીવસો પછી તો મ્હારા દુઃખના દીવસોજ આવવા લાગ્યા. બીજેજ વરસે મ્હારી માતાએ સ્વર્ગારોહણ કર્યું. અને મ્હારા ભાઇની નોકરી મુબઇ થઇ. જેથી તે પણ તેની વહુને સાથે લઇ મુંબઇ ગયો. ઘરમાં હું તથા મ્હારા પિતાજ રહ્યા. મ્હારી નાની વયમાં પણ ઘરનું કામકાજ કરવાનું માથે આવ્યુ. રોતાં કકડતાં પણ ઘરનું કામકાજ કરવું. મ્હારા પિતા અમારી જ્ઞાતિના પટેલ હતા જેથી તેઓતો દીવસ સાંજે નાતની ચોવટ કરવામાંજ મશગુલ રહેતા અને તેમાં પોતાની ઉન્નતિ માનતા. આ પછી છઠે માસે મ્હારા પિતાએ લાગવગથી પોતે પોતાનો સબંધ કર્યો અને પરણવાના પણ તુરતમાંજ હતા. મારા પિતાના ત્રીજી વખતના લગ્ન હતાં છૈયાં છોકરાં વગેરે પુરતું હોવા છત પણ તેઓ ત્રીજી વખત પરણ્યા. મારા પિતાના આ વીવાહમાં મારા કાકા તથા મારો ભાઇ સહ કુટુંબ આવ્યા હતા. આ કાર્ય ઘણાજ ઉત્સાહપુર્વક ઉજવવામાં આવ્યું. તે પછી આવેલા મહે-

માનો સ્વસ્થાને જવાને માટે વિદાય થયાં. મારો ભાઈ પણ મુંબઇ ગયો અને મારી ભાભીને અહીં ઘરે રાખતો ગયો કારણકે તે વખતે તે સગર્ભા હતી. મારી નવી માતા અમારે ઘરે આવ્યાં જેથી મનેતો મહાન હર્ષ થયો કારણકે આજ દીવસ સુધી હું ઘરમાં એકલીજ ગુંદાઇ રહેતી પણ હવેતો મારી એ નવી મા તથા ભાભી અનુપ અને હું એમ ત્રણ જણીઓ થઇ જેથી મને ખુશાલી ઉપજી. આ વખતે મારી ઉંમર દશ વર્ષની હતી.

મારી એ નવી માતાની ઉંમર વર્ષ પંદરેકની હતી અને તેણે ઘરમાં આવ્યા પછી મારા પીતાને ખુબ વશ કર્યા. તે કહે તેટલુજ મારા પીતા કરે રાત કહે તો રાત અને દીવસ કહે તો દીવસ. જેમ મદારી વાંદરાને નચાવે તેમ મારા પિતા એ નવી વહુના પાસે નાચવા લાગ્યા. ટુંકામાં તે ભલે હડહડતું જુઠું બોલે તોપણ તે સાચી અને બીજા બધા જુઠા. આ વર્તાવ મારા પિતાના ઘરમાં શરૂં થયો. દરરોજ ઘરમાં કજીઆ થવા લાગ્યા અને મને વિના વાંકે હર વખત માર પડવા મંડયો. છતાં મારે મુંગે મ્હોઢે સહન કરવો પડતો.

આ હંમેશના કજીઆમાં ઘરમાં શોક વાસ કરીનેજ રહયો. હસવાના દીવસો ગયા અને શોક શોકને શોકજ વર્તી રહયો.

## અધ્યાય પહેલો સમાપ્ત.



# પ્રકરણ ૪થું

## કરૂણ કથા અધ્યાય ૨.

પાદર ખેતર ને જુનું રણ વેરી સામો વાસ
ભીંત ભોરીંગ ને કુટુંબ કળો એ પંચ કરે વિનાશ.

* * * * *

પારસ સ્પર્શ લોહનો હોય સ્વરૂપ વિનાશ
દૈત રૂપ ધરી અમરતા હોત સુદરશન પાસ.

ઘરમાં અહોનીશ કંકાશ ચાલે છે જે બાબતનો કાગળ મારી અનુપ ભાભીએ મુબઇ મારા ભાઇને લખી મોકલાવ્યો. જેથી મારો ભાઇ કાલાવડ આવ્યો અને મારા પીતાથી તકરાર કરી નોખો રહયો. ગામમાં બીજુ ઘર લીધુ હજુ મારી ભાભીને પ્રસવ થયેલો નહનો જેથી ઘરનું કામકાજ કરવાને માટે મને પણ મારા ભાઇની સાથેજ રહેવાનું થયુ એટલે નવી માની ક્રુરતાથી હું પણ મૂકત થવા પામી. ત્યાર પછી એકાદ પખવાડીયું રહી મારો ભાઈ પાછો મુંબઇ ગયો.

મારી ભાભી જેમ ભણેલાં હતાં તેમ હું પણ થોડું ઘણું ભણેલી હતી એટલે ગુજરાતી ચાર ચોપડીનો અભ્યાસ મેં કરેલો હતો. એટલે અવાર નવાર ઇતીહાસીક વાર્તાઓ તથા નવીન નવીન સાહિત્યો અમો બન્ને નણંદ ભોજાઇ વાંચતાં અને વખત પસાર

કરતાં હતાં. મારો ભાઇ મુંબઇથી પણ અઠવાડીક ચોપાનીઆઓ મોકલતો જેમાં બેઘડી મોજ મોજ મજાહ વિલાસ ચાલુ જમાનો બેવડી મોજ વીસમી સદી જામેસાકી વગેરે હતાં અને માસીકો પણ મોકલતો તેમાં ગુણસુંદરી શારદા સમાજ જીવન વગેરે આવતાં અમો ઘર કામમાંથી પરવારી આ પત્રો વાંચતાં. આ વખતે મારી ઉમ્મર બાર વર્ષની હતી.

મારી ભાભી અનુપ ઘણીજ હસમુખી અને માયાળુ હતી. મારા તરફમાં તે બહુ પ્રેમભાવ દર્શાવતી. મને પહેરવા ઓઢવા વસ્ત્ર અલંકાર તે આપતી અને દરેક રીતે મારા મનને સંતોષ પમાડતી. મને કોઇ કોઇ માસીકોમાંની ગુહ્ય વાર્તાઓ પણ તે સમજાવતી અને દીવસ અને રાત અમો બન્ને આનંદમાંજ પસાર કરતાં હતાં.

આ વખતે ગામમાં વિવાહ પ્રસંગ વધારે ચાલતો હતો. પાડોસમાં કોઇને ત્યાં હુ ઢોલ વાગતા સાંભળુ તો હું ત્યાં તુરતજ જાઉ અને રાસડા ગીતો વગેરે મનમાન્યાં ગાઉ અને તેમાં હુ આનંદ લઉ

એક દીવસ હું એકાંતમાં બેઠી હતી ત્યારે મ્હારા મનમાં લાગી આવ્યું કે ગામમાં મ્હારી સહીઅરીના વિવાહ થાય છે અને વસ્ત્ર ઘરેણાં ઇત્યાદી પહેરી મહાલે છે ત્યારે મ્હારા બાપા મ્હારા વિવાહ શામાટે નથી કરતા શું એ મહાલવાનું મને નહિ મલે! જો મલશે તો કયારે મલશે? ઇત્યાદી તરંગો ઉઠતા હતા

તેના વિચારમાં આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં તેવામાંજ મ્હારી અનુપ ભાભી આવ્યાં તેમણે મને રડતી જોઇ પુછ્યું બાઇ શાને રડો છો શું કોઇએ તમોને દુભાવ્યા ? રડવાનું કારણ શુ છે ? મને કહો !

મ્હારી ભાભીને હું મારી હીતેચ્છુ સમજતી હતી જેથી મે તેને કહ્યું !

ભાભી ! મારા લગ્ન ક્યારે કરશો ? મારૂં સગપણ તો હજુ સુધી કરવામાં આવેલ નથી હજુ તો સગપણને વાર છે ! કશી વાત પણ હું સાંભળતી નથી તો તમો તેનું કશુ નહિ કરી શકો જવાબમાં મારી ભાભી હશી પડી. અને જેમનીતેમ વધારેને વધારે હસવા લાગી. પણ કશો પ્રતિઉત્તર ન આપ્યો જેથી મને માઠું લાગ્યું મેં જાણ્યુ કે મારી ભાભી પણ મારી મશ્કરી કરે છે ! એમ લાગી આવવાથી હું વધારે રોવા લાગી.

મને વધારે રડતી જોઇ મારી ભાભીએ મને કહ્યું શુ તમો ગાંડા થયાં ? શાને રડો છો ! તેવી વાતમાં રડવાનું હોય ! તમે અજાણ છો ! તમારૂં સગપણ તો ઠીક પણ વિવાહ પણ કરી નાખવામાં આવ્યા છે અને તમો અત્યારે તો વિધવા છો. જુઓ તમારી સખીઓ દાંતની ચુડીઓ અને કાચની બંગડીઓ પહેરે છે કપાળમાં ચાંલ્લો. કરે છે નાકમાં સરી પહેરે છે તેમાંનું તમો કશું કરો છો ? શાને નથી કરતાં ? તે તમો નથી સમજતા શું ?

મારી ભાભીની આ વાતમાં હું કશું ન સમજી અને હું તો સ્તબ્ધ બની ગઇ અને વિચાર કરવા લાગી કે વિધવા એટલે શું? હું વિધવા છું એટલે શુ કંઇ મારામાં ખોડ ખાપણ છે? એવા તરંગો તે વખતે મને આવવા લાગ્યા પણ કશી સમજુતી નપડવાથી મેં ફરી મારી ભાભીને પૂછ્યુ

"ભાભી વિધવા એટલે શું

"શુ તમો નથી જાણતા! બાઇ જેનો પતી-(વર) મરીજાય અને રંડાય તેને વિધવા કહેવાય

"ત્યારે શામાટે બીજોવર ન ગોતવો?

"ગાંડા થયાં કે આપણે બ્રાહ્મણ વાણીઆઓમાં તે કાંઇ બીજા વર ગોતાતા હશે કે?

"કેમ નથી મારી મા મરી જતાં બાપા બીજીવાર ન પરણ્યા કે!

"હા તે તો પરણ્યા ખરા પણ તે તો પુરૂષ છે.

"પુરૂષ એટલે?

'નર કહેવાય? નરતો ભ્રમર છે હજારો પુષ્પની કલીને ભ્રમર સુંધી શકે છે

"પણ તેનામાં સારાસારની પરીક્ષા નથી.

"તે ખરૂ પણ મનને ભાવે તેજ મીઠુ એ કહેવત શું જુઠી છે?

"જુઠી નથી પણ માણસોએ ધર્મશાસ્ત્રોની બાંધેલી પ્રણાલીકા મુજબજ વર્તવાનું રહે છે જેથી પુરૂષો એકથા વીશેષ સ્ત્રીઓ કરી

શકે છે પણ સ્ત્રીને તો પતી એકજ હોય કારણ કે "**પતિ સિવાય સ્ત્રીઓનો દેવ પણ અન્ય નથી**"

એ શાસ્ત્રસિદ્ધ વાત છે જેથી તમારા વિવાહ થઇ ગયા છે અને હવે ન થાય માટેજ તમારા સગપણની કે વિવાહની વાત નથી સાંભળતાં આ વખતે મારી એ ભાભીએ આગળ જણાવ્યા મુજબની વાત મને કહી સંભળાવી જેથી મને અંતરમાં આઘાત તો થયો પણ હૈયું હાથ રાખી મેં મારી ભાભીને પૂછયું.

"જો સ્ત્રીઓથી ન પરણાય અને પતિવ્રત પળાય તો પુરૂષોમાં રામચંદ્રજીએ તો એક પત્નિવ્રત પાળ્યું હતું એ શું ખોટીવાત છે?

"બાઇ તેઓ તો પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપ હતા અને ક્ષત્રિય હતા એટલે તેમણે એમ કરવુંજ જોઇતું હતું

"ત્યારે કૃષ્ણને સોળ હજાર એકસો આઠ રાણીઓ હતી. અને તે પણ પરબ્રહ્મ હતા, વળી તેઓ પણ ચદ્રવંશમાંના ક્ષત્રિયજ હતા. ત્યારે તે કાયદો તેઓએ શામાટે ન પાળ્યો?

"બ્હેન શાસ્ત્રની વાતો ઉંડી છે. તે આપણે ન સમજીએ આપણેતો "મ્હોટા ચાલે તે રસ્તે ચાલવું." એમાં આપણને શું આપણી આખી જ્ઞાતિમાં પુનર્લગ્નનો રીવાજ બીલકુલ છે નહિ અને કોઇ કરે તો જીદગી અને વંશવાગ્સાપર્યંત નાત બહાર રહે. જેથી તે રીવાજ સદંતર નાશ થવા પામ્યો છે માટે આપણાથી તેમ ન થાય.

"ખરેખર ધર્મમાં પણ અંધશ્રધ્ધા, વાસ કરીનેજ રહેલ છે, શાસ્ત્ર-કારોના ગુહ્ય રહસ્યને જાણવાની શક્તિ, આજના માણસો માંથી પણ લગ થવા પામી છે અને ફકત બીજાઓનું અનુકરણ કરવાનીજ પ્રકૃતિનો પ્રચાર થવા પામ્યો છે. જમાનાના ચકકરે ચઢી સારા સારનો વિચાર કરનાર આજે કોઇ નથી.

આ દીવસથી રૂઢીનું જોર બતાવી મારી અનુપ ભાભીએ મારા મ્હોંપર તાળું લગાવ્યું. વિવાહની વાતને મારે જતી કરવી પડી.

ત્યારબાદ એક મહીના પછી મારી ભાભી પ્રસુતા થયાં ઇશ્વર કૃપાએ તેમને ત્યાં પુત્ર રત્ન પ્રાપ્ત થયો. થોડા દીવસો સારવારમાં જેમના તેમ પસાર થયા અને ભાભી અનુપ હતાં તેવાંજ પાછાં તદુરસ્ત થયાં. તે પછી મારો ભાઇ મુંબઇથી પાછો ઘરે આવ્યો અને થોડા દીવસો રોકાઇ મારી ભાભીને સાથે લઇ મુંબઇ ગયો

હવે તો મારે પાછુ પિતા ગ્રહે જવાનું થયુ. મારી નવી માતાની સાથે મારા દહાડા શી રીતે જશે! એમ મારા મનમાં વિચાર થવા લાગ્યો. કુદરતી કાયદા મુજબ હવે તો મને યુવાવસ્થા ધીરેધીરે પ્રાપ્ત થતી જતી હતી. મારા મનની ચંચલતા વધી. શરમ, ચપલતા, અને ભયે સ્થાન લીધું. દીવસો પર દીવસ જેમ જેમ અંગ અને અવયવો પ્રફુલ્લ થવા લાગ્યાં તેમ તેમ ચહેરાપર ઉદાશીનતા છવાવા લાગી. રસ્તે ચાલતાં સામે મલતાં યુવાનો

તરફ નીરક્ષણ કરી લેવાનું દીલ થતું. મારો કોમલ કંઠ હોવાને લઇને તહેવારના દીવસોએ મંદીરોના ચોગાનોમાં એકત્ર થતી અબલાઓમાં હું રાસડા અને ગીતો ગવરાવતિ. દર્શનને બ્હાને આવતા જતા હિન્દુ નવયુવાનો કર્ણવડે મારા ગીતામૃતનું તથા ચક્ષુઓવડે સૌંદર્યનું પાન કરવા ઉભા રહેતા. જકલ, અવલ, અને કંકુડોશી કે જેઓ મને પુત્રી સમાન ગણતી હતી અને મારા તરફમાં અતી પ્રેમાળ વૃતીઓ દેખાડતી હતી. અને જેના સહ-વાસથી અને મીઠી મશ્કરીઓથી મારા ભાવો વિચારવંત થવા લાગ્યાં તેમ તેમ તેઓ મારા પ્રતિ વિષેશ વ્હાલ દેખાડવા લાગી. પણ સ્પષ્ટ ભાવ હું સમજી શકતી ન હતી.

મારા પિતાનું વૈદુ કાલાવડમાં વધારે ન ચાલતુ હોવાથી અમો કાલાવડ છોડી જામનગર રહેવાને માટે આવ્યાં. અમો જામનગરમાં પંચોલી ફલીઆમાં રહેતાં હતાં. અમારાજ પાડોશમાં અમારીજ જ્ઞાતિની એક યુવાન વિધવા બાઇ રહેતી હતી. જેનું નામ લલીતા હતું. તે બાઇ જામનગરની કન્યાશાળામાં હેડ મીસ્ટ્રેસની જગ્યાએ હતી. તેની ઉમ્મર લગભગ ૨૦થી ૨૨ વર્ષની હશે.

અમોને રહે લાંબો વખત નહિ થયો હોય ત્યાંતો મારે અને લલીતા વચ્ચે ગાઢ સ્નેહ બંધાયો. હું પણ લલીતાની સાથે તેની નીશાળે જતી અને તેની સાથે પાછી ધરે આવતી. આ લલીતા જોકે વિધવા હતી પણ અમારી જ્ઞાતિમાં વેશ રાખવાની રૂઢી મુજબ તેનું વર્તન હતું.

એક દીવસ હું અને લલીતા નીશાળની રજાના દીવસે હવેલીના દર્શન કરવા ગયાં હતાં. અને ત્યાંથી પાછા ફરતાં અમો એક બંગડીવાલાની દુકાને ગયાં કારણ કે લલીતાને તથા મારે બંગડીઓ પહેરવાની હતી. આ બંગડીવાળાની દુકાન જાહેર રસ્તાના એક ન્હાના ખાંચાપર આવેલ હતી. તેને ત્યાં સેન્ટ લવન્ડર અ-તર કંકુ દાંતીઆ મોતી તોરણ ભરવાનો સામાન ભરત ભરવાના સાધનો બાદશાહી સાબુ તથા અમીરી પાઉડર તથા દોરા હીર સોયઓ કાંચકીઓ તેલ બંગડીઓ અને ફેન્સી ઇમીટેશન દાગીનાઓ પણ મળતા હતા. અધીક જાતના માલ હોવાને લઇને દુકાનની અંદરમાં એક બે બીજા હોલ રાખેલા હતા. તેમાં આવજા કરવાને માટે બીજું બારણું હતું કે જે ખાંચામાં થઇને જવાનું હતું

હવે હું અહી લલીતાની વિષેશ ઓળખાણ આપું છું કે તે ગત થયેલા મહાલકારીની પુત્રિ હતી. બચપણથીજ તે ગ્રહસ્થાઇમાં ઉછરેલ હોવાથી તે સ્વછંદતાઇથી વર્તનાર અને ઉચ્છ‍ૃંખલ હતી. તેમાંએ તેનાં માબાપ તેને બાર વર્ષની મુકી મરી ગયાં હતાં. તેના કાકાએ તેનાં લગ્ન કર્યાં ને ચાર વર્ષના ગૃહસંસાર પછી તે વિધવા થવા પામી હતી તેના કુટુંબમાં આ વખતે કોઇ ન હતું

---

**વેશ**—યુવાની છોકરીનો ધણી મરી જવા છતાં માથાનો ચોટલો રાખે અને ચુડી (દાંતની) સીવાયની બંગડીઓ પહેરે તેને વેશ કહે છે. વિધવાની એંધાણીમાં નાકની ચુંક અને ચાંલ્લો ન કરે ફકત એનેજ વિધવા ગણી શકાય આ રૂઢી બ્રાહ્મણ સમાજમાં હાલ પણ છે.

જેથી તે એકદમ સ્વતંત્ર હતી. ઉપરાંતમાં સારો પગાર પણ નીશાળમાંથી મળતો હતો એટલે કે દરેક નવી ફેશનો વસાવવાનો તેને ખાસ શોખ હતો. તેને ઉંચા સેન્ટ લવન્ડર ફુલેલ તેલો વગર તો જરાએ ચાલતુ નહતુ. સ્વચ્છ અને સફેદ મલમલનાં આછાં વસ્ત્રો તથા ટાપટીપ તો હમેશ નવી નવી ફેશનથી કરતી હતી. કપડાઓપર એકપણ ડાઘ પડવા દેતી ન હતી અને શરીરને સુકુમાર અને સુશોભીત બનાવવા ખાતર તેલનું મર્દન પણ તે હમેશ ન્હાતી વખતે કરતી અને વિલાયતી ન્હાવાના સાબુઓનો વપરાસ કરી પોતાના યુવાન ગૌર બદનને સુશોભીત રાખતી હતી.

હું જ્યારે લલીતાની આ વર્તણુક જોતી ત્યારે મને પણ તેવી મોજ શોખ કરવાને હરવખત વિચાર થઇ આવતો હતો પરંતુ મારા બાપા તેવા શોખ કરવાના કાર્યમાં વિઘ્નરૂપ થતા. જ્યારે જ્યારે હું કાંઇપણ તેવી જાતની માગણી કરૂં ત્યારે તેઓ કહેતાકે **"તું વિધવા છો"** એમ કહી તિરસ્કારી કહાડતા હતા. હું! શા માટે વિધવા થઇ ? શું ? હું ખુશીથી વિધવા થઇ ? મરી જનાર મારો પતિ કેવો હશે! શા માટે તે મને વિધવા કરી ગયો! મેં તેનું શું બગાડયું હતું! શું હું વિધવા થઇ એટલે સ્ત્રીની જાતીમાંથી નીકળી ગઇ ? ઇત્યાદી પ્રશ્નો હું મારા અંતરઆત્માને પુછતી અને અંતરમાં લાગી આવતાં ચાર આંસુઓ સારતી.

હવે હું મારી મુળવાત પર આવીશ કે પેલા બંગડીવાળાને ત્યાં હું અને લલીતા ગયાં અને ખાંચામાં આવેલા દરવાજા વાટે અમોએ અંદરના હોલમાં પ્રવેશ કર્યો. લલીતા આ બંગડીવાળાને

ઓળખતી હતી અને બંગડીવાળો પણ તેને ઓળખતો હતો. જેથી અમોને આવેલ જાણી તેણે જરા સ્મિત કર્યું અને લલીતાંએ તેને આંખથી ઇશારત કરી વિનય જાળવવા માટે કહ્યું એટલે તેણે ગંભીર ભાવ ધારણ કરી અમો બન્નેને આવકાર આપ્યો. અમો બન્ને અંદરમાં બીછાવેલ સોફાપર જઇને બેઠાં. એટલે બંગડીવાલો અમારી પાસે આવી શું જોઇએ છે તે પુંછવા લાગ્યો. જેથી લલીતાએ બંગડીઓ પહેરવાનું કહ્યું. જુદી જુદી જાતનાં બંગડીઓનાં બાકસો હાજર થયાં અને તેમાંથા નવી ફેશનની લાલ સોનેરી ભરતની બંગડીઓ લલીતાએ પ્રસન્ન કરી અને તે દુકાનવાળો તેના હાથમાં ચડાવવા લાગ્યો. હું દુકાનમાંનો માલ ઉભી થઇ જોવા લાગી. પણ જ્યારે જ્યારે હું લલીના તરફ જોતી ત્યારે તેઓ વચ્ચે કાંઇક મસ્કરી ચાલી રહી હતી. બંગડીવાળો પણ ઘણા નિષ્ઠુર ચાળાઓ કરતો હતો. હું તે બાબતને બરાબર સમજી ગઇ હતી.

તેઓનો વર્તાવ ઉર્ફે લવનો સીનેમા જોઇ મને તે વખતે મારી નવી માતા અને મારા બાપાનો રંગ રાગ યાદ આવ્યાં એટલે કે તમો વિચારમાં ન પડશો. તમોને એ પણ જણાવીશ કે અમો જ્યારે જામનગર આવ્યાં ત્યારે એક ઓરડી અને ઓસરી વાળું અમારૂ ઘર હતુ. હું જ્યારે નીશાળેથી ઘરે આવતી ત્યારે કોઇક દહાડો મારા પિતા ઘરમાં હોય તે વખતે મારી નવી માતા મારા પિતાની ડોકમાં હાથ નાંખી ખોળામાં ખુલ્લુ માથુ રાખી આડે પડખે સુતી અને મારા પીતા તેને વ્હાલ ભર્યાં ચુમ્બનો તથા બિભત્સ વર્તણુક કરતા. આ જોઇ મને શરમ આવતી જેથી

તે જોયું નજોયું કરી તરતજ બહાર ઉભી રહેતી પણ મા:ર. એ નિલજ પ્રિતા મારી દરકાર કર્યા સિવાય પોતાનીજ વર્તણુક ચલાવતા રહેતા.

તે તરૂણ ભીક્ષીકારૂપ નંદુના આટલા વૃતાંતને જાણી આ છેલ્લી વાતપર સામે ઉભેલો એ યુવાન સી પી. મુનીનું હૃદય કકડી ઉઠયું અને કહેવા લાગ્યો.

અહા ! હા ! હા ! કેટલો બધો નફટ અને નિલજ હિન્દુ સંસાર ? ઓ ! ઓ ! દીવાકર સમા તેજોમય ગણાતા હિન્દુસમાજ આજે અમાવાસ્યાની રાત્રીથી પણ વિશેષ કાળો થયો ! કેટલી બધી સહિષ્ણુતા ! કેટલી બધી નિર્દયતા ! કેટલી બધી બેશરમી ! પોતાની યુવાન પણ અજાણ બાળાઓને પોતેજ વ્યભિચારના રસ્તા પર લાવી મુકે ! કામની ઉત્તેજકતા કરનાર વ્યવસાય યુવાન દીકરીઓ અને બાળાઓ સમક્ષ કરે ! અરે રે આથી તો હદ વળી ગઈ અધોગતીના ઉંડાગારમાં શેષ તળીએ જઈને એ હિન્દુસમાજ આજે બેઠી છે. સત્યાસત્યના વિચાર કરવાની શકિત પણ આજ એ ઉચ્ચ ગણાતા હિન્દુસમાજમાંથી ચાલી ગઇ. ખેર ! નિશ્વાસ મુકી તેણે ફરી કહ્યું બ્હેન ! આગળ ચલાવો કે તે પછી શુ થયું ?

---

નો :- આજે તે મુંઝવની વર્તણુક હિંદુસંસારમાં છે તેમજ જુવાન દીકરીઓ સમક્ષ તેના માતા પિતાઓ શરમનો ત્યાગ કરી વ્યભિચાર કરવા દેવાને પુષ્ટી આપે છે અને વ્યભિચારનો વધારો થતો જાય છે જેથીજ આ વાત અહી લેવામાં આવી છે.

હા બાઇ સાંભળો. અમો જે બંગડીવાળાની દુકાને ગયાં હતાં તે બંગડીવાળો જાતનો **લોહાણો** હતો તેનું નામ નટવરલાલ હતું જે મને લલીતાએ કહેલ હતુ. આ નટવરલાલ પણ અપ ટુ ડેટ ફેશનની બહાર ખીલવતો હતો. તે માથાના વાળને પટીનાં પાડી ઓળાવતો અને સરબતી મલમલનું બારીક પહેરણ પહેરતો. તેનો બાંધો નાજુક અને મજબુત હતો. પહોળી છાતી અને ભરાવદાર ગૌર ચહેરો હતો. તે કપાળમાં શ્યામ ગુલાલની ટીપકી કરતો હતો. પાનથી સદાને માટે મુખ ભરપુરજ રાખતો હતો. આછું ધોતીયું પહેરતો અને અંદર ગુલાબીચડીનો ઉપયોગ કરતો હતો જે ધોતીઆમાંથી સાફ દેખાઇ આવતુ હતુ તેની ઉમ્મર લગભગ ૨૫ થી ૨૭ વર્ષની હતી. અમોએ અમારૂં કાર્ય પુર્ણ કરી રસ્તો માપ્યો. હુ અને લલીતા ઘરે આવ્યાં પરંતુ નટુની એ હૃદયહારની છટા મારી આંખમાં ખુંચેલી રહી.

અહા ! કેવું તેનું મીઠું હાસ્ય ! કેવુ સુંદર મ્હોં ! કેવી સુંદર બાલની ટાપટીપ ! ઇત્યાદી પર હુ મુગ્ધ બની ગઇ. બીજે દહાડે હુ રંગમતીપર નહાવા ગઇ હતી ત્યા એ લહેરી લાલા નટવર પણ આવ્યો હતો. તેને જોતાંજ મારી આંખ સ્થભી ગઇ અને તે પણ મારા તરફ જોઇ રહયો. મારાથી એકપણ શબ્દ ન બોલાયો છતા તેણે મૌનતાનો ભંગ કરી મને પુછયું કેમ નંદુ ? મહેતાણી સાહેબ નથી આવ્યાં ? જેથી મે જરા શરમાઇને કહ્યું કે ના તેતો નથી આવ્યાં એમ જવાબ આપી હુ નીચું જોઇ મારા કાર્યમા પરોવાઇ જેથી તે ચાલતો થયો. એને જતો જોઇ મે પણ તેના સામે ફરી જોયું જેથી તેણે જરા સ્મિત કર્યું અને મારાથી પણ

થોડું હસાઇ પડાયું. તે પછી તે ચાલ્યો ગયો અને હું તો તેની છટાદાર નખરાવાળી ચાલ જોતીજ રહી તે તો ગયો પણ મારા દીલને તે ચોરતો ગયો. મારૂં મન તે વખતે અતિ વિહવળ બન્યું અંતરમાં વિચાર થવા લાગ્યો કે ફરી પણ એક વખત હું તેને જોવા માટે તેની દુકાને જાઉં. સ્નાન ધ્યાનથી પરવારી હુ પણ તે પછી પાછી ઘરે આવી.

## અધ્યાય ર જો સમાપ્ત.

---

# પ્રકરણ ૫ મું

## કરૂણ કથની (અધ્યાય ૩).

કહેતે પણ કરતે નહિ, ભુખકે ભડે લબાડ;
કાલા મોં કર જાઓગે, સાંઇ કે દરબાર.

*    *    *    *    *

કરી લાખો પ્રયત્ન પણ ન વિષ્ટા કાગડો ત્યાગે,
ચીકાશ લુડતી જીવ્યા છતાના ચીકણી થાએ;
સુધા સમ ક્ષીર પીતાં નાગ મુખથી ઝહેર વરસે છે,
પડયો માનવ તણો સ્વભાવ ઉપાયોથી નહિ પલટે છે.

બીજે દહાડે હું એકલી તે નટુ (નટવર)ની દુકાને ગઇ.અને હું તથા લલીતા જે ઓરડામાં આગળ ગયાં હતાં તે ઓરડો મુકી અ દરના ઓરડામાં હું દાખલ થઇ ત્યાં સાબુ, પાણી, તેલ વેસનલાઇ તથા હાથ લુંછવા ફેન્સી ટુવાલો તથા એક કપડના પાર્ટીસનવાળું સ્ટેન્ડ એક બાજુના ખુણામાં દેખાતાં હતાં તે ઓરડી પણ મેં મુકી અંદરના બીજા ઓરડામાં હુ દાખલ થઇ ત્યાં મે એક અજબજ બનાવ જાયો. તે બનાવ જોતાંજ હું એક પણ પગ આગળ નહિ વધતાં ચુપકીથી ઉભી રહી.

ત્યાં મે શું જોયુ ? એમ જાણુવા માગતા હોતો જણાવીશ કે ! તે કલજુગની સતી (છતી) મ્હારી સહીયર પેલી હેડ

મીસ્ટ્રેસ લલીતા એક પલંગ પર તે લ્હેરીલાલ નટવરના ખોળામાં પડી હતી અને નટુ લલીતાને ચુમ્બનો લઇ તેમજ આપી રહયો હતો. આ બનાવ મેં મ્હારી સગી આંખે જોયો, તે જોવાથી મ્હારા શરીરમાં એક પ્રકારની ઝણઝણાટી આવી, કંઠ રૂંધ્ર થયો અને હુ ગુપ ચુપ બારણામાંજ ઉભી રહી. તેવામાં લલીતા મને જોઈ ગઇ છતાં તે નફ્ટ નારીને જરાપણ મ્હારી શરમ ન આવી પણ ઉલટું મને કહેવા લાગી.

કેમ! નંદુ! બહાર શા માટે ઉભી છે. આવને! શાને શરમાય છે એતો આ જમાનામાં એમજ હોય. આવ આવ અંદર આવ એ પ્રમાણે લલીતાએ મને બોલાવી આ વખતે મારા મનમાની શરમ પણ ચાલી ગઇ અને હું પણ અંદર દાખલ થઇ નટુ લલીતાને છોડી ઉભો થયો અને મ્હારા સામે હસતો હસતો આગલા રૂમમાં ચાલ્યો ગયો. તે પછી હુ લલીતા પાસે જઇ બેઠી એટલે લલીતાએ મને ઘણાંજ ભાવપુર્વક કહયું નંદુ આ વાત તો તું કોઇને કહીશ નહિ હોકે?

કઇ વાત! મેં અજાણી થઇ જઇ પુછ્યું.

તેં જે જોયું તે. લલીતાએ હસતાં હસતાં કહયું

મે શું જોયું? કશુ નહી આવો ખોટો ઉડાઉ જવાબ મેં તેને આપ્યો.

હવે જવા દે ત્હારી શેખાઇ. જોસું તો ભલેને જોયું હું કયાં ના કહું છું પણ ગાંડી વિચાર કર વિરહથી વ્યાકુળ બનેલા

પૂરૂષો વેશ્યાવાડામાં જાય છે તો મ્હારા અને ત્હારા જેવી **બાળ વિધવાઓ** કયાં જાય? આપણે રહ્યા આબરૂદાર એટલે તેવું જાહેર કામતો થોડુંજ થાય! પછી આમ કરવામાં કોઇને ખબર ન પડે અને અંતરની ઇચ્છા પુરી પડે. શું પ્રભુએ આપણને એ શોખ આપવા નથી સરજી એતો શું કરીએ નાતની અધ રૂઢી પાસે લાચાર નહિ તો આવા કાળા કામ કરતાં તો પુનઃલગ્ન કરવું લાખ દરજ્જે સારૂં છે પણ મુવા પટેલીઆઓ જો તેમ કરીએ તો નાતબાર કરે અને નાતમાં જાતમાં અને ગામમાં હલકી પાડે ઉપરાતમાં પાંચસો—સાતસો રૂપિયા પડાવે અને પોતાનું ભાણું ભરે તો પછી તેના કરતાં આમ કરવું શું ખોટું છે જોકે આમ કરવા જતાં આપણે મહાન પાપી બનીએ છીએ પ્રભુના ગન્હેગાર બનીએ છીએ પણ લાચાર નાત જાતમાં પરાણે પળાતા વૈધવ્યના ધુસરા પાસે બીજો કશો ઉપાય નથી એટલેજ હું તને કહુ છું

આટલી વાત કર્યા પછી તે ઉભી થઇ અને કહેતી ગઈ કે તું જરા બેસજે હું હમણાજ આવું છું. આમ કહી ચાલતી થઇ. હું લલીતાની આ વર્તણુકનો વિચાર કરતી હજુ હું બેઠી છું ત્યાં તો નટુ હસ્તો હસ્તો મારા તરફ આવતો દેખાયો તેના હાથમાં એક સેન્ટની શીશી હતી તેમાંથી તેણે થોડું સેન્ટ મારા પર છાંટયુ અને પુછ્યું કેમ! નટુ સેન્ટની ખુશબો કેવી છે? મેં પણ તેને હસતાં હસતાં જવાબ આપ્યો કે વાહવાહ કેવી મજાની સુગંધ છે ખરેખર બીજાના દીલ લલચાવે તેવુંજ છે. તરતજ નટુએ મને કહયુ કે હા ખરેખર બીજાના દીલ લલચાવે તેવુંજ

તારૂં યોવન છે અને તેની બહાર આ સેન્ટથી લાગા દરજ્જે ઉચ્ચ છે. આમ કહી તે મારી બાજોમાં પલંગપર બેઠો હું ગભરાઇ પણ તેજ વખતે રૂમના બારણાં બંધ થયાં હુ પાપીણી તે વખતે ભ્રષ્ટ થઇ અને તે પછી તે નરકુના પાશથી હું ન છુટી શકી.

દરરોજ હું તેની દુકાને આવજા કરવા લાગી મારૂં તો સર્વસ્વ એ નરકુમાંજ એ નરકુ સિવાય હું અન્ય કશું દેખતી ન હતી. થોડાક માસો આરીને પસાર થયા ત્યાંતો મને ગર્ભ રહયાના ચિન્હો દેખાવા લાગ્યાં જેની ખબર મારી નવી માતાને પડી જેથી તેણે મારા બાપાને કહ્યું તરતજ મારા બાપનો હાથ જાલીમ બન્યો મને ઓરડામાં બોલાવવામાં આવી અને મને માર મારવો શરૂ કર્યો મારો વાંસો લોહીથી તરબોળ કર્યો હું બેભાન બની નીચે પડી ગઈ તે પછી મને બે ચાર લાતો પણ મારા બાપાએ લગાવી દીધી અને વિક્રાળ ભૂખ્યા વાઘસમ ચ્હેરો કરી મ્હારા તરફ જોઇ કહેવા લાગ્યા.

લુચ્ચી તેં મારૂ મ્હોઢું કાળું કર્યું ! બાપ દાદાની આબરૂ ગુમાવી! તે મને જગતમાં અને નાત જાતમાં જીવતે મુઆ જેવો કર્યો અને પાંચ માણસોમાં પણ બેસવા જેવો મને ન રહેવા દીધો. રાંડ! જો પહેલેથીજ ત્હારી આવી ખબર હત તો તો ઝહેર દઇ મારી નાંખત ઓ છીનાળ! કુકર્મ કરતાં તને લાજ ન આવી ? ઇત્યાદી વાક્યબાણો મને કહેતા ગયા અને નેતરની લાકડીથી મને પ્રહારો કરતા ગયા. જ્યારે તે માર મારાથી ન

સહન થયો અને અત્યંત રડવા લાગી તેમજ પીતા પાસે દયાની માગણી કરવા લાગી પણ તે ક્રુર પીતાએ મારી તરફ "બીલકુલ દયા ન દેખાડતાં વધારે ખીજાયા જેથી મેં શરમ છોડી અને એટલુ તો કહયું કે પીતાજી! તેમાં મારો અપરાધ નથી તેણે મને બળાત્કારે ભ્રષ્ટ કરી છે. પણ મારાં આ વચનો કોણ સાંભળે! થોડો વખત મારા બાપ થાકયા ત્યારે અટકયા તેટલા વખતમાંજ મારી નવી માતા જાણે હું રહી ગઇ છું એમ બતાવતી છાશ કરવાનુ નોજણું લઇ બહાદુર બની મને ખુબ મારી હુ તો અધમુઇ થઇ ગઇ કયાં જાઉં* શું કરૂ? ડુસકા ભરતી બેસી રહી. ત્યાં તો બાપા ગાડી લઇ આવ્યા મને ત્રણ લુગડે ઉઠાડી ધક્કા મારી ઘરથી બ્હાર કાઢી ગાડીમાં નાખી સ્ટેશન પર લઇ ગયા.

બાપા! માફ કરો મારી પર દયા કરો મને કયાં લઇ જાવ છો?

પરંતુ કોણ બોલે? મને મારી જનેતા યાદ આવી હું ખુબ રોઇ એક રાત રેલ્વેમાં કહાડી અને બીજે દહાડે કોઇ નાના સ્ટેશન પર અમો ઉતર્યા મારા હાથમાં રૂપિયા વીશ આપ્યા અને કહયુ કે જા રાંડ! ફાવે ત્યાં જઇ તારૂં કાળુ કર. હું રડી પડી બાપા? હુ કયાં જાઉ? મારૂ કોણ આમ ન કરો મને મારી નાખો પણ રઝડતી ન છોડો હાય! મારૂં શું થશે? તેટલામાંતો રેલ ઉપડી ગઇ બાપા ગયા અને હું તો ત્યાંજ રોતી રહી.

બાઇ! આ વખતે મારી ઉંમર પુરા અઢાર વર્ષની હતી,

એ વાત કહેતાં મારૂં હૃદય ફાટી જાય છે, હું ખાનદાન કુટુંબની પુત્રી અને ખાનદાન ઘરની વહુ હતી પણ હાય ! હિંદુ સમાજ તારું સત્યાનાશ જાય આજે હુ અનાથ થઇ અ.જે મારા માટે નતો પીયર હતું કે નતો સાસરીયાં હતાં કે નતો મારી જ્ઞાતિમાં મને કોઇ સંઘરે તેમ હતું.

ઓ હિંદુ સમાજના છત્ર રૂપી બ્રહ્મ સમાજ ! તને શું સંબોધન આપુ ! ઓ લોહીના તરસ્યા । મારા જેવી અનાથ બાળ વિધવાઓના પ્રાણઘાતક પ્રસવકાળમાં પણ ફરી દુષ્ટતાને પ્રાપ્ત ન થાવ ધન કિર્તી અને યશમાં આગ લાગો ઓ નિષ્ઠુર સમાજ? કોણ જાણે મારી કેટલીએ બ્હેનો મારી માફક આ પ્રમાણે વિધવાઓ બની; નરપિશાચોનો ભોગ થઇ પતિતાવસ્થામાં શી અધોગતી પામતી હશે ? ઇત્યાદી મારા આત્માના શ્રાપ સમાં વચનો મારા મોઢામાંથી નીકળી ગયાં પણ ત્યાં કોઇ સાંભળે તેમ ન હતું. મારે માટે તો તે વખતે ઉંચો આભ અને નીચે ધરતીજ હતાં.

ઓ ! ભગવાન ! બાપા તો ક્રુર થયા પણ તુંનેએ દયા નથી આવતી? ક્યાંથી આવે ! કોણ સાંભળે ઓ બાઇ ! તે વાત યાદ આવતાં આજે પણ મારૂં હૃદય કંમ્પી ઉઠે છે.

આટલું બોલતાં બોલતાં તે તરૂણ ભીક્ષીકા રડવા લાંગી સાથે મુની તથા એ મુક્તિ ફોજનો મહંત પણ રડવા લાગ્યો.

હદ થઇ બહેન! એ આપણા રૂઢી પુજક હિન્દુ સમાજના સીતમની હાં આગળ ચલાવો કે સીતમગર સમાજે કેવો જુલ્મ કર્યો ભીની આંખે સી પી. મુનીએ કહ્યું.

હું બે દહાડાની ભુખી હતી શોક સંતાપની મારી લોથ થઇ ગઇ હતી વળી ગર્ભવતી કયાં જાઉં? શુ કરૂ? એક પગલું પણ ચાલવા શકિત ન હતી. કોઇ વાવ કુવે કે તળાવમાં પડી પ્રાણ ત્યાગ કરૂં અને આ આવી પડેલી આફતમાંથી છુંટુ પરંતુ મરવાની હીમત ન ચાલી કોણ જાણે હજુ કેટલાં કષ્ટો સહેવાનાં બાકી હશે અસ્તુ. એ ચંડાલ દેશને ત્યાગી હું કોઇ એક ગ્રહસ્થ સાથે મુંબઇ આવી મારી સાથે જે સ્ત્રીઓ વાળો સાથ હતો તે પણ આ દુર્ભાગી વિધવા ગર્ભવતી છે જાણી બીજા ડબામાં જઇ બેઠા. તેઓનો ધર્મ રસાતળ ગયો જાણી મને છોડી ગયાં. સ્ટેશનપર લોકોની ઘણીજ ભીડ હતી વળી સમય રાત્રીનો હતો બધા ઉતારૂઓ સઉ સઉને સ્થાનકે જવા ગાડી ઘોડા મોટરમાં ચડી જવા લાગ્યા પણ મારૂ કોણ હતું? કયાં જાઉ? હા યાદ આવ્યું મારો ભાઇ ચીમન નોકરી કરતો હતો ત્યાં જાઉ પણ હવે ભાઇ તથા ભાભીને મોં શું બતાવું? વળી તેના ઠેકાણાની પણ મને ખબર ન હતી. વિચાર કરતી હું સ્ટેશનથી બહાર આવી જે રસ્તે વધુ માણુસો જતાં હતાં તે રસ્તે ચાલી ચાલતાં કયાં પહોંચી કેટલે છેટે ગઇ તેની સ્મૃતિ ન રહી હું તો થાકીને લોથ થઇ ગઇ. મનમાં થઇ આવતું જે કયાંક સુઇ રહું સામેજ ચાર માળનુ મકાન હતું તેમાંથી નાચ ગાનનો અવાજ આવતો હતો કોઇ વેસ્યાનું મકાન જણાતું હતુ સામેથી એક મોટર આવી અને

પાછળથી પણ એક મોટર આવી. ભુંગળાં થવા માંડયાં હું ગભરાણી નહિ મેં જાણ્યું જે જો મોટરમાં છુંદાઇ મરૂ તો આ આફતમાંથી ટળુ પરંતુ એવા મારાં ભાગ્ય કયાં હતાં કે તેમ થાય. હું ફુટપાથ પર ચડી અને બન્ને મોટરો ઉભી રહી.અ દરથી ચાર શ્રીમંત શેઠીયાઓ ઉતર્યા અને જે બગલાના મજલામાંથી ગાયનોનાં સુરો સંભળાતા હતા ત્યાં ઉપર ચડયા. બીજી મોટરમાંથી બે શંકડા યુવાનો સાથે એક ગ્રહસ્થ જેવી જણાતી સ્ત્રી ઉતરી તેઓ પણ તેજ બગલામાં ગયાં ત્યાંતો એક ત્રીજી મોટર આવી પહોંચી તેમાંથી એક મારો ભાઈ ચીમન તથા બે તરૂણીઓ ઉતરી મારા બુઝાતા જીવન દીપકમાં પ્રકાશ પ્રગટયો હુ ઉભી થઇ દોડી ભાઇને ભેટી પડી ધુસ્કેને ધુસ્કે રડી પડી એ...યુ ..ઢેમ...હુ આર...યુ કહી મને ધકકો માર્યો.

ભાઇ ચીમન ? હું તારી દુર્ભાગી બ્હેન નંદુ મેં કહ્યુ.

હમબગ નંદુ તો મરી ગઇ એવો મારા ફાધરનો આજેજ તાર છે.

હા તાર હશે. પણ ભાઇ તુ મારા તરફ જો તો ખરો ! હુ તારી બ્હેન તારા સમક્ષ જીવતી ઉભી છું તે સાચું ? કે તાર સાચો ?

બાપનું નામ બોળનાર કુલટા અને દુરાચારી બ્હેન જીવતી હોય તો પણ હું તો મરી ગઇજ માનુ છું આમ કહી ચીમને ફરી ધકકો માર્યો અને કહ્યું ચાલી જા મ્હોંડું ન બતાવ.

આથી મેં મારા ભાઇને ઘણાંએ કરગરણાં કર્યાં. ભાઇ દયાકર હું તારી દુર્ભાગી બ્હેન છુ જો તને બ્હેન ઉપર દયા ન આવે તો એક ગરીબ રખડતી રઝળતી સ્ત્રી જાણીને પણ તું મારા પર દયા કર આમ ન તરછોડ.

છટ! તારા જેવી લંપટ અને વ્યભિચારી સ્ત્રીઓને શુદ્ધ હિન્દુ કદી અડકી પણ ન શકે અને મદદ પણ ન આપી શકે.

ભાઇ વિચાર કર શુધ્ધ હિન્દુ વેશ્યાનો યાર બની પોતાની લાખોની મીલ્કત રંડી બાજીમાં ગુમાવે એ વ્યાજબી છે અને થયેલ ભુલ વાળી મારા જેવી સ્ત્રીને અડકી પણ ન શકે? કેટલી બધી અંધાધુંધી! ભાઇ દયાકર બાપુ આમ છેક નિર્દય ન થા ગમે તેવાં તો પણ હું અને તું એકજ માતાપીતાના સંતાનો છીએ ભાગ્યું કંસારે જાય. દુઃખીણી દીકરી પીયરીએ જાય. દુહીતાની લાખો ભુલોને માફી આપી પીયરવાળા સ્થાન આપે એ કાયદો કેમ ભુલે છે, ભાઇ રહેમ કરી મારો દુરાગ્રહ ન કર હું અનાથ છું, અજાણી છું, કયાં જાઉં! તુ મને આશ્રય નહિ આપે ત્યારે કોણ આપશે?

આવાં કરૂણ વાકયો આંખમાંથી આંસુ સારતા મારા એ નિષ્ઠુર ભાઇએ સાંભળ્યાં છતાં એ પાષાણ હૃદય ન પીગળ્યું! દયા ન આવી! આજ કાલની પ્રાશ્ચિમાતીક વિદ્યાના પ્રભાવવાળા એ ભાઇને પશ્ચિમની સ્થિતીનું પણ ભાન આવ્યુ? કયાંથી આવે! શાને આવે! પાપી પેટના પોષણ કરવામાં ધર્મ હારે કર્મ હારે, ન કરવાના કામો કરે, અને સાચાં ખોટાં કરી પોતાનું પાપી પેટ ભરે તેમાં તેને લાંછન ન લાગ્યુ પણ અન્યની ભુલને ક્ષમા આપવામાં તેને શરમ લાગી તેને લાંછન લાગ્યું.

મને ધકકો મારી ચાલ્યો ગયો. હું તેના સખ્ત ધકકાથી નીચે પડી બેશુધ્ધ બની ગઇ મને જેમની તેમ મુકી એ નિર્દય ભ્રાતા નહિ પણ કસાઇ કઠોર રદય કરી ચાલ્યો ગયો. કયાં ગયો એ મને ખબર ન હતી હું બેશુધ્ધ થઇ એ રાય અને રંકની એક સરખી માતા ભુમીકાના ખોળે પડી તે પડીજ રહી.

# પ્રકરણ ૬ઠું.

## કરૂણ કથા ( અધ્યાય ૪થો. )

કલજુગનો આ છે જમાનો કૃત્ય અવળાં થાય છે
ત્યાગે સ્વધર્મો સર્વદા અપ ધર્મને પોષાય છે
વારંગના ના નાચ મુજરા મંદિરોમાં થાય છે
ખરચા કરી મન માનતા વેશ્યા વિહારી બનાય છે
રે નગ્ન ખેલે હેળીઓ બની કાન ગોપી રાધીકા
રાસો રમે નિર્લજ બને રેલાય રંગ પ્રણાલીકા
અધર્મમાં પઇસા ઉડાવે રોજ શોખ મણાય છે
નિર્દોષ મુંગાં પ્રાણીઓનાં ગળાંઓ રેંસાય છે.

( લેખક. )

હિન્દુ સમાજ ! વેશ્યાઓને, અને નાચનારીઓને પોષી શકે છે. પરંતુ અનાથ બાળ વિધવાઓને યા તો ભુલનો ભોગ થયેલ ભોળી ભામનીઓને રડવડતી રખડતી હિન્દુ સમાજની દીન દુઃખીતાઓને એક ટકનું ભોજન આપી તેમની ક્ષુધાને શાંત કરાવી શકતો નથી ભુલે ચુકે બાળવિધવા આવરણોને અંતે અનાચારમાં ફસી પડે તો તેવી વિધવા સમાજમા પાપની પ્રતિમા ગણાય છે પરંતુ તેવી નિર્દોષ બાળાથી વ્યભિચાર કરનાર પાપી પુરૂષોને કશી એબ લાગતીજ નથી. બલ્કે તેવા શયતાનોનો તો સત્કારજ થાય છે.

કહેવાય છે કે " નર ભ્રમર છે " એવી મેરૂ પર્વત સમી અચળ માન્યતાનો પ્રચાર પ્રવર્તે છે. શાસ્ત્રોમાં પણ સ્ત્રીઓને હલકીજ ગણવામાં આવી છે અને કહેવાય છે કે:—

ઢોલ ગમાર શુદ્ર પશુ નારી, એ સબ તાડનકે અધિકારી;
(રામાયણમાંથી) એમ કરી નર્યા પુરૂષોનો પક્ષ લેવાયો છે સંસ્કૃત લીપીમાં જો કદાચ એમ લખવામાં આવે કે વ્યભિચારે દોષ નથી તો આજના અર્ધ દગ્ધ હિન્દુઓ શાસ્ત્ર સમજી માથે ચડાવે છે દાખલા તરી કે:—

**નદોષો માંસં ભક્ષેણ ન મદ્યે ત ચ મૈથુને** ॥ "મનુસ્મૃતિ"
આવા અર્ધ શ્લોકો હિન્દુ સમાજમાં પુજાય છે પણ પુરૂં શું ! તેનો કોણ પુછે છે '

રામાયણ વાંચવી છે પણ પુરૂષોને રામ સમુ પત્નિવ્રત નથી પાળવું સ્ત્રીઓની નાચાઇ બતાવવા માટે રામાયણના દાખલાઓ અપાય છે અને તેને ધર્મગ્રંથમાંથી તે પ્રમાણે વર્તન પણ થાય છે. જ્યારે તેજ રામાયણના ખરા સુત્ર તરીકેનું રામનુ એક પત્નિવ્રત ! તેને ઠોકરે મરાય છે કારણકે તે પુરૂષોની મરજીથી ઉલટું છે ધર્મનું ફરમાન પણ સ્વાર્થનું હોય ! તે સત્ય અને બાકી અસત્ય ગનાગ છે. રઘુપતિના જીવન માની નીતિ પોતાના આચારમા યોજવી નથી બદકે સ્ત્રીઓ પાસે પતિવ્રત પળાવવું છે. લગ્નમાં લાકડે માંકડાં વળગાડી મડાથી મીંઢળ બાંધવાં છે પશુની માફક પુત્રીધનથી ધનાઢ્ય થવું છે. છડે ચોક કન્યાઓનો વિક્રય કરવો છે. સમાજમાં દીકરીઓનાં જાહેર લીલાંમ કરવા છે. ત્રણ વર્ષની ઉંઘતી બાળ કન્યાને અને બાળ વરને કાખમાં તેડી વેદીમાં જનસમાજની નજર આગળ ચાર ફેરા ફેરવવા છે અને પુત્ર તથા પુત્રીઓને "વિવાહની" * ની પવિત્ર ફરજોથી અજ્ઞાતજ રાખવા છે.

---

* **વિવાહ**:—બે છુટી છુટી વસ્તુઓનું અઐક્ય કરવું જેનું નામ વિવાહ આને બદલે વિવાહ એટલે ચાર ફેરા એવો અર્થ મનાય છે જ્યારે ખરૂં રહસ્ય ઉડાડી દેવામાં આવે છે.

આજના સુધારકોમાં પણ હય લગ્ન કરવાના ઓઠાં તળે કાળો કેર વર્તી રહયો છે. કન્યાઓને કોલેજોમાં ભણાવી કૌમાર્યતાનું ખંડન કરાવવાના મદદગાર બનવું છે અને દુરાચારી દીકરીઓને **મીસ** નો ઇલકાબ આપવો છે. પરસ્પર પ્રણય પત્રો દ્વારા પાઠવી પરા પુર્વની પ્રણાલીકાને તોડવી છે. ધણીથી ઘર સુતારો ઇચ્છા મુજબ ન ચાલતાં Well Ms. you leave my house within a twenty four hours (વેલ મીo યુ લીવ માય હાઉસ વીધીન એ ટવેન્ટી ફોર અવર્સ ) મીo તમો મારાથી બરાબર નહિ વર્તો તો ચોવીશ કલાકમાં મારૂ ઘર છોડી ચાલ્યા જજો. નહિતો ડાઇવોર્સ કોર્ટ•ાં કરાવીશ આ આજકાલના સુધારકોને મુબારક થયેલું છે.

પરાણે વઇધવ્ય પળાવતાં ભંયકર હાલત અનુંભવવી પડે છે એવાં કારણોએ તમારા સામી વાછડીઓનો વધ થાય એટલે કે લાચારીએ પરધર્મમાં વટલી જાય યા તો કાચા કુસુમો ખીલતાં પહેલાંજ ચગદાઇ જાય ખુંદાઇ જાય જાહેર બજારમાં જાઇ વેશ્યા બની બેસે અગર ગુપ્ત વ્યભિચાર આદરી ભ્રસ્ટ જીવન ગાળી બાળ હત્યાનું ઘોર પાતક વ્હોરી લે તેની એ ધર્મનાં પુછડાઓને કે દંભી પટેલોને શું પડી છે? ખરેખર બ્હેન આજે સમાજમાં કન્યાઓની કતલજ ચાલી રહી છે જરા ક્રોધ યુકત વદને તે યુંવાન સી. પી. મુની ઉપરતું લાંબુ વ્યાખ્યાન બોલ્યા.

મીo મુનીનાં આ વાંકયો સાંભળી પાસે ઉભેલો ડેવીડ

ઉર્ફે દયા સાગર બોલી ઉઠયા તમારૂં દરેક વ્યાખ્યાન ઇચ્છવા યોગ્યછે. પણ શેષમાં જે તમોએ કહયું કે બાળ વીધવાઓ છુપો વ્યભિચાર કરી ભ્રષ્ટજીવન ગાળી બાળ હત્યાનું ઘોર પાતક વહોરી લેછે તે વાતમાં સુધારો કરતાં કહીશકે તેની થતી બાળ હત્યાઓનું પાતક તે બાળાનેએકજ અંશમાં આવેછે અને બાકીના ત્રણ અંશમાંથી બે અંશ તેના માબાપ તથા તેની ઉત્તરોત્તર પેઢીઓ માં આવેછે તથા તેની એક અંશ તેની સમાજને આવેછે આ પ્રમાણે તે પાપની વહેચણી થાયછે એમ તમારા હિન્દુ ધર્મ શાસ્ત્રમા તથા સ્મુટી હતી. અને પુરાણોમા બતાવવામાં આવેલ છે અને તેવીજ રીતે ક્રિશ્ચયન ધર્મમાં પણ બતાવવામા આવેલ છે.

(૧) વિવાહ એ છુટી છુટી વસ્તુઓનું અઇકય કરવું જેનુ નામ વિવાહ આને બદલે વિવાહ એટલે ચાર ફેરા એવો અર્થ મનાયછે જ્યારે ખરૂ રહસ્ય ઉડાડી દેવામા આવેછે

મહંતના એ વચનોને ટેકો આપતી તરૂણી બોલી ઉઠી ખરેખર, તેમજ છે અને તેવા પાપે ના પરીણામે આજે હિન્દુ સમાજ અધમ માં અધમ ગતીએ પહોંચી ચુકી છે અને રીવાજ સમાજના દોષોએ કરી દિવ્ય ભારત માતા જે સ્વર્ગ સમાન હતી તે આજે પરતંત્રતાની જંજીરોમાં જકડાઇ ચોધાર આંસુડે રડી રહી છે.

હા બ્હેન તેતો બધુ જોયું અને જોતા આવીએ છીએ જેથી ભવીષ્ય પણ અનુમાનથી કલ્પી શકાય છે કે આ ભારતમાં સ્વગોત્રી કન્યા (ભાઇ બહેન) ના વિવાહ થવા લાગશે અને ભવીશ્ય વેતાઓ એ બતાવેલ એકાકાર એટલે દશમે નકલંકી અવતાર નું આવરણ ચોકસ કહી આપશે પણ આપનેતો આ પણંજ કરો કે તમારૂ તે પછી આગલ શું થયું? એ પ્રમાણે મુનીએ અધુરી વાત ને સાંભળવાની ઉત્સુકતા બતાવી.

હા ભાઇ જ્યારે મને ધકો. મારી મ્હારા ભાઇએ બેશુદ્ધ કરી તે પછી થોડીવારે ઇશ્વર કૃપાથી હું શુદ્ધીમાં આવી અને આ હિન્દુ સમાજમાં ચાલતી કરૂઢી અને અધાંધુંધી ને વ્યવસ્થા ના વીચારોમાં તલ્લીન હતી તથા આંખા ધારા અશ્રુ સારતી ફુટપાથ પર પડી હતી. ત્યાંથી ઉભી થઇ જોકે હું અતીશય થાકી લોથ જેવી બની ગઇ હતી પણ તે વખતે મ્હારી એ દશાનું ભાન કોને હોવઽ કોણ મને સ્હાય કરેઽ કોને મ્હારૂં દાઝેઽ જેથી એ નીર્દય ભાઇ તથા કસાઇ માબાપને શ્રાપ આપી આગળ ચાલતી થઇ.

રડી રડી આંખો પણ સોજી ગઇ હતી' ગળું સુકાતું હતું કમરનાં સાંધાઓમાં તથા પગના સાંધાઓમાં વેદના પણ અસહ્ય થતી હતી. ઉપરાંતમાં ભુખી દુ:ખી અને સગર્ભા એટલે મ્હોતનાં મુખમાંજ હું સપડાએલ હતી છતા અધુરાં પુરા કરના જીવતી હતી .

આગળ ચાલતાં મને આંખે અંધારા આવ્યા. અને મસ્તકમાં ચકકર આવ્યા જેથી એક થાંભલા સાથે અફડાઇ પાછી જમીન

પર પટકાઇ ત્યાં ઘણાં માણસો ભેગાં થયાં તેમાથી એક યુવાન પુરૂષે મને બેઠી કરી, અને લાગેલ જગ્યાએ પાટો બાંધ્યો હું પાછી શુદ્ધીમાં આવી, મને તે યુવાને કેટલાક પ્રશ્ના પુછ્યા પણ મારાથી કશો ઉત્તર ન અપાયો. પણ રૂંધાતા કંઠે માત્ર એટલુજ કહ્યુ કે ભાઇ હું ભુખી અને તરસી છુ તેણે મને ગાડીમાં બેસાડી, અને પોતે પણ, સાથે બેઠો તે એક લોજમાં મને લઇ ગયો ત્યાં જઇ મને જમાડી અને તેણે પાણી પાયુ થોડીવારમાં પાછી હુ સ્વસ્થ થઇ.

હુ બરાબર સ્વસ્થ થઇ અને મેં તે યુવાન ની સામે જોયું પરીચીત ચહેરો મારી દ્રસ્ટીએ આવવા લાગ્યો, હુ તેને ઓળખી ગઇ તે અન્ય કોઇ નહીં પણ નકલંકી ≈ જેને કોઇ પણ જાતનું કલંકજ ન લાગે તેને નકલંકી અવતાર એવું સંબોધન આપેલ છે. તે......

મારા કઉમાર્યને ભ્રસ્ટ કરનાર પેલો જામનગરનો બગડીવાલો નદુજ હતો જેથી મેં તેને પુછ્યુ કોણ નદુ કે§ નદુ હસી પડ્યો અને કહેવા લાગ્યો નંદુ તું મને ઓળખી ગઇ§ ત્હારા વીરહથી જામનગર છોડી હુ તારી શોધ કરતો અહી આવી પહોંચ્યો. આજે પાંચ દહાડા થયા હું તારી શોધમાંજ છું પણ અનાયાસે ઇશ્વર કૃપાએ તુ મને મલી આવી ઠીક થયું.

એથી હું ગભરાઇ ગઇ વિચાર આવ્યો કે વળી આ પાપ ક્યાંથી આવ્યુ જેથી મેં તેને કહ્યું નદુ તું મ્હારો કેડો છોડી દે મને પાપીણીને પાપની સજા ભોગવવા દે હવે મને વધારે પાપમાં નપ્રેર, મને હવે વધારે દુઃખી નકર

નંદુ તારા દુખમાં હુ ભાગીદાર ન બનુ઼ તો મારા જેવો સ્વાર્થી બીજો કોણ? જેમ તું પાપીણી છે તેમ હુ તને પાપમાં પ્રેરનાર મોટો પાપી છું માટે તને દુ:ખ પડે તે દુખ મને પણ પડવું જાઇએ એમ નદુએ કહ્યું.

નદુ હવે તું મને ભુલીજા હું વીધવા છુ તેમ તુ કુવારોછે શા માટે તું તારૂ જીવન બગાડે છે? એમ મેં તેને કહ્યું.

નંદુ હું બધુ તારા ખાતર સહન કરવાને જ આવ્યોછુ અને તારા માટે તેમ કરીશ પણ ખરો હવે તુ અને હુ પતી પત્ની તરીકેજ રહીશું અને આપણુ બાકીનુ જીવન વીતાવીશુ આ રીતે કપટજાળ પાથરતો નદુ બોલ્યો

નદુ ના આવા મીઠા વચનોથી મારા મનમાં તેના તરફ માં ફરી લાગણી સ્ફુરી આવી કારણકે મને તે વખતે આધાર આપનાર કોઇ ન હતુ તેમાં નદુની ચોખી શુદ્ધ પ્રેમ જેવી મીસ્ટ વાણીમાં હુ ભરમાઇ તેને કહયું નદુ તું અત્યારે મારો પતી નહી પણ ખરેખર મારો પરમેશ્વરજછો તારી આવી શુદ્ધ ભાવના જોઇ મારૂ મન તારા તરફમાં આકર્ષાયછે મને એ ખબર ન હતી કે તું આવો ખરો ચાહક હઇશ ભલે તારી એમજ ઇચ્છા છે તો હુ તારા સાથે તેવીરીતે વર્તવા ખુશી છુ.

આથી નદુ નજીક આવ્યો, અને મને તેણે આલીંગન આપ્યું તેમજ મીષ્ટ વચનોથી મને શાંત કરી અને મારા પર વીતેલાં દુ:ખો જાણે હું તેજ વખતે ભુલી જવા પામી અને મારામાં નવચૈતન્ય પ્રાપ્ત થયું.

પણ હું ભોળી તે સયતાનની પ્રપચ જાળમાં ફસી ગઇ

અને તેને પણ મને સારી રીતે દુ:ખમાં રહેલી ઉણપની પૂરતી કરી દીધી કે જેના પ્રતાપે હુ આ હાલત ભોગવી રહી છુ

મહાશયઽ તે લોજમાં અમો પંદરેક દહાડા રોકાયા અને ત્યારબાદ અમો સ્ટીમર રસ્તે કરાચી આવવા ઉપડી ચુકયા અમારી સ્ટીમર ૪૦ કલ કમાં કરાચી આવી પહોંચી અને કીયામાડીના પહેલા નંબરના ધકકા પર અમો ઉતર્યા

નટુએ એક ઘોડાગાડી કરી અને અમો નાનકવાડા પર તેના એક સગાને ત્યા આવીને ઉતર્યા જેનું નામ હીરજી હતું અને તે ગાંઠીઆવાળાના ગગાનાં નામથી કરાંચીમાં પ્રસીદ્ધ હતા નાનકવાળા ગાર્ડન રોડ પર રહેતો હતો આ હીરજી વાંઢો હતો અને તેની એક મા જેનું નામ જીવી હતુ.

આ જીવી ખાસ કરીને અન્યની નિર્દોપ દેહીતાઓને પાપ રસ્તો શીખવવામાં ઘણી કુશળ હતી. અહી આવ્યે અમોને માસેક વ્યતિત થયો હશે ત્યાંતો જીવીબાઇ કે જે નટવરલાલની ફઇબા થતા હતાતે મારા ઉપર તઃશમાન થયાં અને તેમણે મને પહેરવા ઓઢવાની તથા દરદાગીના મોજશોખ પૂરી કરાવવા માંડી.

નટુ અને હીરજી બંન્ને ગામમાં કામકાજની તથા નોકરીની શોધમાં ફરતા હતા થોડાદીવસમાંતો નટુને હીરજીની સોબતથી દારૂ પીવાની પણ આદત થવા લાગી જે વાતની મને ખબર પડતાં મે તેને ઘણું એ સમજાવ્યું પણ તે માને શાનો? એતો વધારે ને વધારે તે રસ્તામાં જવા લાગ્યો નોકરી તો તેને મલીજ

નહી જેથી જે પઇસા પોતા પાસે હતા તે તેણે એક માસમા ખલાસ કર્યાં. ત્યાર પછી તે મ્હારા પાસે દીન વદને કાંઇક આમ તેમ પઇસાની માગણી કરવા લાગ્યો મ્હારા કનેતો કશું નહતું તો હું તેને શું આપું? જેથી તે નીરાશ થઇ ચાલ્યો ગયો. તે દીવસે રાત્રે ઘેર આવ્યો નહી રાત્રી થતાં હું સુતી એટલામાં એ હીરજીએ અમ્હારા સુવાના ઓરડામાં પ્રવેશ કર્યો. અને મને એકલી જાણી મ્હારા પર બળાત્કાર કરવાના આશય પર આવી ગયો હું તે વખતે જણવાના પુરા દીવસોમાં હતી. મેં દયાની માગણી કરી છતાં એ નીર્દય હીરજીએ મ્હારા પર બળાત્કાર કર્યો એ નીચાખોરના નિર્દય કૃત્યથી ગર્ભનું બાળક તેજ વખતે સરી પડયું તેથી તે ગભરાયો. અને મને જેમતેમ મુકી ચાલ્યો ગયો. મને પ્રસુતા થઇ પણ જન્મેલ ફાકરું જન્મીનેજ વીભુના દરબારમાં ચાલ્યું ગયું અસહ્ય પીડા પામતી મેં આખી રાત્રી વ્યતિત કરી. સવારે એ નટુ આવ્યો તથા મારા એ જીવી ફઇજી પણ આવ્યાં. મને તે પછી ભીડભાઇ ક્રી હોલની અંદરમાં લઇ જવામાં આવી ત્યાં મેં પંદરેક દીવસો પસાર કર્યાં એક ક્રીશ્રીયન લેડીની સારી સારવારથી હું ફરી સાજી થવા પામી અને એક માસ વીતતાં મને પાછી ઘરે લાવવામાં આવી હીરજી તો કરાચી છોડી હૈદ્રાબાદ ગયો. ત્યાં તે બીમાર પડયો અમોને એવા ખબર મલ્યા તેથી નટુ તેને પાછો તેડવા તેના ફઇબાને સાથે લઇ હૈદ્રાબાદ ગયો. પણ હીરજીને ખબર પડી કે નટુ પોતાને તેડવા આવ્યો છે એમ જાણી દવાખાનામાંથીજ પસાર થઇ ગયો. તેડવા ગયાજેનો પતો આજ દીવસ સુધી હજુ નથી પણ પાછળથી એવું સાંભળ્યું કે કોઇ ચક્રમ થઇ ગયેલા માણસે તેનું ખુન કર્યું. સાચું શું તેતો પ્રભુ જાણે

# પ્રકરણ ૭મું

## પરીણામ ભારે આવ્યું! (અદધય સમાપ્ત)

પ્રભુ! પ્રતીમા દિનત્હારી એશું, તુરંગને દવાર પડી રહીછે?
ફાટયે તુટયે હાલ અનાથ મઇયા ચોધારઆંસુ રડી રહીછે
સામંત એ એકજ તેથી આશુ મુકિત તાની દિલ મઇયા દરાવે!
સહેકડા શી એકાય દુર્બળ સીતમના નસ્તર સહી રહિછે!
જે સર્વ સુંદર તરાપ તે પન, આવા હશે કુદ્રત કાયદ શું!
કૃપાળુ ભગવાન! અવધિ હવેતો ગરીબની હાય પડી રહીછે!
મઇયા તણી લાજ દેશે વીદેશે ટગર ટગર નેન માંડી મુંઝાએ!
દયા કરો નાથ સારી આલમ આજે સમાજે ઝીકી રહિ છે!

---

ક્યાં તેવાં ભોગવવાં એ સુત્ર મને હીરજીના ખુન ખબરથી યાદ આવ્યું શું મારી પણ એજ દશા થશે? જે પાપે પીતા તજ્યા જે પાપે મુંબઇ રખડી હાય! વળી પાછું અહીં પણ એ ને એ હાય હવે હું શું કરૂં? જ્યારે હું એ પાપ તજવા માગુંછું તેનાથી દુર થવા માગું છું ત્યાં તો એનું એ પાપ મને કચડી નાખેછે મારી પર અધીપાત્ય જમાવેછે સમાજમાં જ્યાં ત્યાં વીષય વાંચ્છનાનાં ભુખ્યા દાસ બની અનેક જાળો બીછાવે છે તે વાઘનોની જાળોમાંઅમારા જેવી હરીણીઓ ભોળી ભામાઓ ફસાએ અને આખરે એ પાપમા રચી પચી જઇ અનેક કાળા ધોળા કરે છે

કરાચી શહેરમાં હું આવી ત્યારે તો હું તદ્દન અપરીચીત હતી પરંતુ હવે તો હું શહેરના ગણાતા ધનીકો અને શેઠોથી પુરેપુરી જાણકાર થઇ ચુકી છું શહેરમા કેટલીક વૃદ્ધાઓ કેટલીક ભગતડીઓ કેટલીક પુજા રણો જુદે જુદે બ્હાને અને જુદે જુદે સ્થાને વિષયના કીડાઓ માટે સારા સારા ઘરની જુવાન દીકરીઓને ફસવેછે અને તેમાંથી પોતાનું પાપી પેટ ભરેછે એ બધું નટુની ફઇબા જીવી બાઇના પ્રસંગથી જાણી શકી છું.

એક વખત કોઇ એક યોગીની અમારા નાનકવાડા પર એક ધનીક ને ત્યાં દેશથી પધાર્યાં તાં આ યોગીની સ્વરૂપ કુલટાએ અનેક કાળા ધોળા કરી અનેક ભોળી બાળાઓના જીવનોનું સત્યાનાસ વાળ્યું હતું એવું પણ મારી જાણમાં આવી ગયું બહ્ય આડમ્બર **દેવની દીકરી** જેવો જણાતો હતો છતાં નાસ્તિક આંખ જોઇ શકાતેં કે એ બ્રહ્મચારીણી સ્ત્રી નથી જેને ત્યાં એ યોગીની મઇયા ઉતર્યાં હતાં તે કુટુંમ્બ તો તેને ઇશ્વરનો અવતારજ ગણતું હતું. પરંતુ તેનાજ ગૃહમાંથી કજોડાની ભોગ બનેલી વહુ દીકરીયુંને અન્યથી મેળ મેળવી દેવા પુરતી કાળજી રાખી રહી હતી પોતાના આશ્રમે ભજન કરે કથા કરે અને તેમ કરી સેંકડો હઇયા ફુટી બ્હેનોને ધુતે ફસાવે એ તેનું કૃત્ય હતું.

બીજી એક પુજારણ જેનું નામ હું ભુલી ગઇછું તે એક મંદીરમાં પુજા કરતી હતી પોતાને ત્યાં ગાયો હતી દુધ વ્હેંચવા

પણ પોતેજ જતી હતી દર્શને આવનારી વીધવાઓથી સ્નેહ બાંધતી અને એમ કરી અશાંત દુન્યાઓને શાંત બનાવી પોતાનો સ્વાર્થ સાધતી હતી ધર્મના સ્થાનોમાં આવી કુલટા પુજાય પરંતુ શિષ્ટ કહેવાતા ધનીકોના ગ્રહોમાં પણ એ પુજારણ દેવીજ ગણાતી હતી તેનાં ઘણાંજ માન હતાં આનું કારણ પણ એવુંજ હતું કે આજકાલ કેટલાકગૃહોમાં સ્ત્રીઓનાંજ ચલણો હોવાને કારણે અને એવી ગુપ્ત કુલટાઓ આવી પુજારણોના સંકજામાં ફસાએલી હોવાથી પુરૂષો પણ તેને સઘળા પુજારણ તરીકે પીછાનતા હતા.

ઉકત પુજારણનું કરાંચીમાં એક ભેદી મંડળ હસ્તી ધરાવેછે અને તે મંડળમાં ગામનાં ઘણા સ્ત્રી પુરુષો મેમ્બર હતા.

હીરજીના મરણ પછી નદુ તથા તેની ફઇબા જીવીબાઇ દેશ ગયા અને હું જગદીશ્વરના મંદીર તરફ સોંઘા ભાડામાં રહે ! ગઇ એ લત્તામાં શુદ્ર વર્ણેજ રહે છે કાઠીઆવાડમાંથી અનેક બાળાઓને બદમાસો નસાડેછે અને કરાંચી આવતાં એવી બાળાઓની સાથે આવેલાશયતાનો દીયર ધણી કે ભાઇ બની એ જગદીશ્વર લત્તામાં આજ રહેછે.

જુનાગઢના ગીરનારના મેળામાથી માધુપુરના મેળામાથી અને એવા બીજા વાર્ષીક મેળા માંથા અનેક સ્ત્રીઓને બદમાસો ભગાડે છે.

મેળા ૨ આવતી શુદ્રવર્ણોની બાળાઓ હોયછે અને એ બાળાઓ કજોડાંઓથી કંટાળી હોયછે યાતો પુરૂષોની સીતમગારીથી

ત્રાસી હોયછે આ પછી શયતાનો તેવી બાળાઓને આંબા આંબલી બતાવી પોતાના કાર્યમાં ફતેહ મેળવે કે તેવા ભગાડુઓને કરાંચી સંઘરેછે કરાચીમાં આવી એ શુદ્રો સાથે લાવેલી સ્ત્રીઓને સીંધમાં વેચેછે યાતો શહેરમાંજ કુટણખાનું ચલાવેછે દર્શનને બ્હાને આવનારા ઉંચ જાતીના યુવાનો એ નીર્દોશ બાળાઓથી પોતાની પાપી વિષય વાંચ્છનાં તૃપ્ત કરેછે આ રીતે એ શુદ્રો પોતાનું પાપી પેટ ભરેછે.

હું એ લન્તામાં રહેવા ગઇ કે તરતજ કેટલીક કુલટા ડોસીઓની દ્રષ્ટીએ પડી હું જે પાપથી છુટવા માગતી હતી તેજ પાપમાં ફરીથી ફસાઇ પડી મારા પાપનો વધુ સ્પોટ કરવો તે કરતાં એટલુંજ કહીશકે ઉંચ વર્ણના યુવાનોમાં પણ ધર્મ નાશ પામ્યાછે અને ધર્મને સ્થાને દંભ અને પાખંડ પુજાઇ રહ્યાછે અનેક કાળા ધોળા કરનારા પુરૂષો સમાજમાં રહી શકેછે પરંતુ તેની ભોગ બનેલી સ્ત્રીઓ ઉંચ લન્તામાં રહી શકતી નથી

એક દહાડો હું કોઇ એક બ્રાહ્મણ યુંવકના પરીચયમાં આવી તે યુવકે મને ઘણોજ ઉપદેશ આપ્યો અને એથી મારી ખાનદાની કુળ ગઊરવ મને પાછા સાંભર્યા હું રડી અને પ્રભુ પાસે ક્ષમા માગવા લાગી તે યુવકનું નામ વિશ્વનાથ હતું ખરેખર વીશ્વનાથ તેતો વીશ્વનાથજ હતો પોતે કીયામાડી પર નોકરી કરતો હતો માસીક રૂ. સો સુધીનો પગાર લાવતો હતો તેની ધર્મ પત્નિ જોકે ગુજરી ગઇ હતી પરંતુ એ બાઇ ઉંચ સંસ્કારી હોવાથી આદર્શ બ્રહ્મચારી જીવન ગાળતો હતો મને તેણે ધર્મની બ્હેન કહી હતી અને મને એ નર્કાલયમાંથી બ્હાર

કરાવી જોડીયાં બજાર નામના લ–ના પર એક માળામાં જ્યાં પોતે રહેતો હતો ત્યાં લઇ ગયો.

મને સેંકડો સ્ત્રી પુરૂષો વ્યભીચારી સ્ત્રી તરીકે પીછાણતા હત્તા આથી હું વીશ્વનાથને ત્યાં આવીકે તુરતજ માળામાં શોર બકોર શરૂ થઇ ચુકયો એ માળામાં લગભગ સો રૂમ હતા અને અનેક કુટુંબો જુદી જુદી જાતના રહેતા હતા રાત્રીએ કાળા ધોળા એજ માળામાં થતા હતા છતાં હું પાપાગારમાંથી બહાર નીકળી અને બ્રહ્મચર્યનું સેવન કરવા માટે તઇયાર થઈ હતી તે એ ધર્મના પુંછડાઓથી સહેવાયું નહી.

મોંના મચકા કરતા એકબ્રાહ્મણ સ્ત્રી અનેક વાકય પ્રહારો કરી ગઇ ગ્રહસ્થી માળામાં આ રાંડને ક્યાં ઘાલીછે કોઈ પુછનાર છે કે નહી શું આંઇ ચકલો છે? મુવાની બાયડી મરી ગઇ એટલે હરાડો થયો છે મુંવો બાંર જઇ કાળુ મોં નથી કરતો અને માળામાં રાંડને ઘાલીછે.

ઉકત શબ્દ પ્રહારો કરનાર અને એ આદર્શ સતી અનેક વખત મીઠાધર પર એક ડોસીને ત્યાં આવતી એક બાઇને ત્યાં હું એ સતી અનુંસુયાને બરોબર ઓળખતી હતી આ પછી મારાથી ચુપ રહેવાયું નહી.

આ વીશ્વનાથ તો મારો ભાઇ થાયછે પણ પેલો સીંધી દલાલ તારો શું થાયછે? જાનકી બાઇને ત્યાં કયા ધર્મને સાતમે

આશમાને ચડાવવા આવેછે તેમાં કયો સતી ધર્મ બજાવેછે? પેલો મોહન કાપડીયો તહેરો શું થાય?

આ છી તો "ાવીતેવી ચુપ ચાપ રપુચકર થઇ ગઇ ત્ય તો વળી એક ધસી આવી તેણે માન્યું જે ન ંનુ દેવાળું નિકળ્યુંછે. સનાતન ધર્મનુ ન ક કપાયુંછે અલી? કેમ ચકલો છોડી આંહી તારે ચકલો માંડવોછે! શું અમો કોઈ અહિં રહેતાજ નથીકે? અમારા માળામાં આવા ભવાડા નહિ થાય સમજી?

આવો બ્હેન તમારા ધર્મનું દેવાળુ મારા આવ્યાથી કે રહેવાથી જતું હોયતો તમારા દુષ્ટ કાર્યોની પ્રતિતી કરાવા દરૂં સાંભળો: પછી તાકુકજો તમારી દીકરી મહેતાણીછે હુ બરોબર ઓળખુછું નાનકવાડા પર પ્રથમ -હેતી ભલા પેલો ડોકટર તમારો શું થાય? કેટલી વખત તેને ગર્ભો રહ્યાછે? માટે માજી માથે હી પાપકર્મ કરાવતા અટકજો પછીજ ધર્માવતારનો દાવો ધરાવજો

આવેલી બલા ટળી પરંતુ મ્હારા આવ્યાથી વિશ્વનાથની તે. ઘણીજ વિષમ સ્થિતી થઇ ચુકી આ પછી હું કંટાળી અને વિશ્વનાથને છોડવાની ફરજ પડી વિશ્વનાથને નાતે નાત બ્હાર કર્યો તેમાં નતો અપીલ સાંભળી નતો પુરાવો મેળવ્યો અને તેની બ્રાહ્મણની નાતે જાલીમશાહીના કોરડે ગુન્હેગાર કર્યો

આ પછી અનેક સુખદુખ વેઠી હું પાછી મુંબઇ આવી અહિં આવ્યે મને પંદરેક દહાડા થયા ત્યાતો માધુબાગમાં દશાને આવતા એક ભાટીયા શ્રીમંતથી મારૂં પુનઃલગ્ન થયું હું તેની

વહાબ્ણુવી બાયડી બની શ્રીનાથની યાત્રા કરી આવ્યાં એટલે પાવન ટીકાયતશ્રીનાં ચર્ણ સ્પર્શ થયાં એટલે પવીત્ર જોકે તેની ભાટીયા જ્ઞાતીમાંથી તો તેનો બહીષ્કાર થયો હતો પરંતુ દર્શન બધ થયાં નહતાં.

મારા એ છેલ્લી વખતના ભરથારનું મુબારક નામ ગોકલદાસ હતુ તેનાં સગા સબધીઓ ઘણાં હતાં પરંતુ હું પરજાત સ્ત્રી તરીકે ઘરમાં આવી હે.વાંથી એ નિતીનાં પુતળાંઓ છુવાઇ જતાં હતાં.

લગભગ ચારપાંચ વર્ષ હું ત્યાં રહી પરંતુ એ મ્હારા પતિનીજ આજ્ઞા થકી એક ભટા સાથે પવિત્ર થવાનું પાપ પાછું આવી પહોંચ્યું પ્રથમ મે ઘણીજ આનાકાની કરી પરંતુ તેતો ધર્મછે પ્રભુજી પ્રસન થશે આવું સમજાવી મને ફરી ફસાવી હું પાપી એટલે એવા પાપોમાં ફસાતા વાર ન લાગી જતે દિવસે મને ગર્ભ રહયો અને પાંચ માસનો ગર્ભ હતો ત્યારે ધાર્મી આંધળા પતી સ્વર્ગ સંચરી ગયા.

તેનાં સગાંઓએ આવી અમારા ઘરનો કબજો મેળવ્યો મીલ્કતનો દાવો તેના દુરના ભત્રીજાએ કર્યો ફાવે તેમ કરી તે ધર્મના થાંભલાઓએ મને રખડતી કરી જ્યારે મારા પતી જીવત હતા ત્યારે હવેલીના મારા પ્રભુજી અમારે ત્યાં પધારતા અને મારી પર ઘણીજ કૃપા ધરાવતા પરંતુ વાડી વીખાતાં સાથી સાત પાંચ એ કહેતી મુજબ પતિ પરલોક પામતાં મરી અગર જીતો શું પરંતુ મારી ફરીયાદ પણ કોઇએ ન સાંભળી આ પછી તો હું ગર્ભવતી હતી માધુબાગમાં આવેલા એક જૈન

સાધુની કૃપાથી ન્હાના શા એક મકાનમાં હું રહી અને ત્યાં મારી પ્રસુતા આવી અને આ બાળકનો જન્મ થયો. આ પછી કેટલોક વખત વિત્યે પાપની શિક્ષા ભોગવવા હું રખડી ૫ડી અને ઘર ઘરના ટુકડા ખાઇ જીવન પુરૂં કાવા માંડી તે પછીના વૃતાંત તમો જાણોછો એટલે હવે હું શું કહું?

આટલું બોલી ભીક્ષુકાની આંખોમાંથી શ્રાવણ ભાદર વહેવા મંડયો

સમાજના ઘોર અપરાધ સામે સમાજની રાક્ષસી રૂઢીઓના અન્યાઓ સામે પરાણે પળાવાતા વઇધવ્ય ધર્મની સામે મુની ઉકળી ઉઠયા.

અમારી જ્ઞાતી કપોળવણીકછે અમારી જાતીમા કન્યા વિક્રય થાયછે લગ્ન ખર્ચ સાત હજાર સુધી પહોંચેછે આથી ગરીબોના સંતાનો દુર્દશા પામી જીવન ખરાબીમાં મરેછે અમારી જ્ઞાતીમાં વીધવાઓછે અને સેંકડો વિધુરોછે છતાં જ્ઞાતી બંધારણોથી બંધાએલા એ વાડામાં પૂરાએલા મેંઢાઓ નીચી ગરદને કસાઇ રૂપી રૂઢીઓ પાસે કતલ થાયછે છતાં આંખ ખોલી જોનાર નથી આવા રાક્ષસી સમાજ સામે બંડ કરવું જોઇએ અને આજથી હું ધર્મની બેન માના મદદ માગુંછું જો આપ તઇયાર હોતો હું એ સમાજ સામે બંડનાં મોરચા માંડીશ અને તે યજ્ઞમાં મારૂં બલીદાન આપીશ યા હોમ થઇશ લાલ ચક્ષુએ ઉશ્કેરાઇ જઇ એ મુનીશ્રી બોલ્યા આ વખતે તેમણે ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી અને અવાર નવાર આવી ખબર અંતર પુછી બાઇની

મદદ લેવાની રાહ જોતા રહયા હતા એ તરૂણ ભીક્ષુકાએ મુક્તિ ફોજનુ રેરકી હોમ છોડયું અને થોડા વખંત પછી એક સુધારક ધનીકની મદદથી હિંદુ વનીતાશ્રમ ખોલ્યું એ તરૂણ ભીક્ષુકા ક ન્યે આપણી નખરાળી નંદુએ આદર્શ બ્રહમચર્ય પાળી ભવી-ષ્યની માતાઓને ઉંચ શીક્ષણ આપવાનું મહદ કાય માથે ઉપાડી લીધું અને આપણા એ યુવાન મુનીએ એક .તરૂણ ભારત નામનું સપ્તાહીક છાપી પ્રગટ કરવા માંડયું અને તેમ કરી હિંદુ સમાજના સ્થિતી સુધારવાનું ચાલું કર્યું (ઓમ)

શાંતિ! શાંતિ! શાંતિ!

સમાપ્ત.



